શ્રી હર્ષપુષ્પામૃત જૈન ગ્રંથમાલા

શાંતિપુરી–લાખાબાવળ (સૌરાષ્ટ્ર)

卐

મહેતા મગનલાલ ચત્રભુજ

શાક મારકેટ સામે—જામનગર.

× × × × ×

| વીર સંવત | વિક્રમ સંવત | સને |
| --- | --- | --- |
| ૨૪૮૧ | ૨૦૧૧ | ૧૯૫૫ |

આસો સુદ ૧૫ સોમવાર તા. ૩૧–૧૦–૫૫

* * * * *

—: મૂલ્ય :—

છુટક નકલ રૂ. ૦–૧૨–૦ નકલ ૧૦૦ના રૂ. ૬૫–૦–૦

આવૃત્તિ પહેલી.

× × × × ×

# પ્રકાશકનું નિવેદન.

શ્રી હર્ષપુષ્પામૃત જૈન ગ્રંથમાલાની ઘણા વર્ષો પહેલાં શરૂઆત કરવામાં આવી છે, તેના પ્રથમ ગ્રથાંક તરીકે વીર સંવત્ ૨૪૫૬ વિક્રમ સં. ૧૯૮૯ માં સ્વ. આચાર્ય દેવશ્રી સાગરાનંદસૂરીશ્વરજી મહારાજ એકલિત 'દીક્ષાનું સુંદર સ્વરૂપ' બહાર પડેલ, બાદ બીજા પણ ઘણા પ્રકાશનો બહાર પડયા છે. આ ગ્રંથ 'શ્રી લેખામૃત સંગ્રહ ભાગ ૫ મો યા 'જિનેંદ્ર પૂજા' ગ્રંથમાલાના ૨૮ મા ગ્રથાંક તરીકે બહાર પડે છે.

શ્રી લેખામૃત સંગ્રહના ૧ લા ભાગમાં જડવાદના જમાનામાં આગળ ધપતા જડવાદીઓ ધર્મનું કંઇક રહસ્ય પામીને જડવાદથી પાછા હઠે તેવા પ્રકારના ધર્મમાં સ્થિર રનારા લેખોનો સંગ્રહ હતો. જે લેખો 'શ્રી વીર શાસન' પત્રમાં પ્રસિદ્ધ થયેલા હતા.

બીજા ભાગમાં પણ તથાપ્રકારના લેખોનો સંગ્રહ કરવામાં આવેલો છે.

ત્રીજા ભાગમાં દેવદ્રવ્યાદિ સંબંધી 'વીર શાસન' માં છપાયેલ લેખો તથા 'કલ્યાણ' માં છપાયેલા લેખોનો સુંદર સંગ્રહ કરવામાં આવ્યો છે.

ચોથા ભાગમાં દેવદ્રવ્ય સંબંધી પ્રશ્નોત્તરોનો સંગ્રહ છે 'મહાવીર શાસન' પાક્ષિક પત્રના પ્રથમ વર્ષના અંકોમાં

# પ્રસ્તાવના.

અનાદિ અનંત સંસારચક્રમાં ગોથાં ખાતાં જીવોને મહાન પુન્યોદયે આ મનુષ્ય ભવ મલે છે એ મળેલા મનુષ્ય ભવની સાર્થકતા શ્રી વીતરાગ પરમાત્માઓની ભકિતમાં છે. શ્રી વીતરાગ પરમાત્માઓએ જગતના જીવોને સુખી થવાનો રસ્તો એ બતાવ્યો છે.

તે તારક મહાપુરૂષોની ભકિત–સેવા બે રીતે કરી શકાય છે એક તો તેઓશ્રીની આજ્ઞા ધારણ કરીને સર્વ સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરવારૂપ ભાવ સેવા. તે નહિ સ્વીકારી શકનાર માટે તે શ્રી પરમ તારકોની ઉત્તમ દ્રવ્યાદિકથી ભકિત રૂપ દ્રવ્ય સેવા બીજી.

ઉત્તમ દ્રવ્યોથી ભકિત કરવા માટે શ્રી જિન પ્રતિમા. કારણકે શ્રી જિનેશ્વરદેવો અત્યારે વિદ્યમાન નથી પરંતુ પ્રતિમા દ્વારા તેમની ભકિત કરી શકાય.

શ્રી જિનેશ્વર દેવોની પ્રતિમાની ભકિત તે શ્રી જિનેશ્વર દેવોની ભકિત બરાબર છે. એ પ્રતિમાની સિદ્ધિ, પ્રતિમા પૂજન સિદ્ધિ વગેરે આ પુસ્તકમાં શાસ્ત્રના પાઠો સહિત જણાવવામાં આવેલ છે.

પ્રતિમાને નહિ માનનારાઓ કેવા કેવા કુતર્ક કરીને પ્રતિમાને ઉડાવી શ્રી જિનેશ્વર દેવોની આશાતના કરી રહ્યા છે તે તે કુતર્કોના આ પુસ્તકમાં સચોટ ખુલાસા શાસ્ત્રના પાઠ સહિત આપવામાં આવેલ છે.

આર્ય સંસ્કૃતિમાં પ્રતિમા એ મુખ્ય ભાગ ભજવે
વર્તમાનમાં વિદ્યમાન શ્રી જૈન તીર્થો દહેરાશરો વગેરે શું
એજ શ્રી આર્ય સંસ્કૃતિના પુરાણા કીર્તિ સ્થંભો, આ
ઉન્નતિને પંથે લઇ જવાના સાધનો. વળી કોઇ અતિ પ્રા
પ્રતિમાઓ પણ આપણે જોઇ શકીએ છીએ. શ્રી શં
પાર્શ્વનાથ પ્રભુની પ્રતિમાનો ઇતિહાસ કયાં અજાણ્યો
શ્રી સંપ્રતિ મહારાજાની ભરાવેલી કેઇ પ્રતિમાઓ વિદ્યમા
છતાં આ પાછળથી પ્રગટ થયેલા, શ્રી જિનેશ્વર દેવોના
શત્રુ હોય નહિ! તેમ શ્રી જિનેશ્વર ભગવાનની પ્ર
માનતા નથી.

ખરેખર આશ્ચર્ય તો તે છે કે પોતાના ગુરૂની પાદુકા કરાવનારા અને ફોટા રાખનારા કયે મોઢે જિનેશ્વર દેવની મૂર્તિ માનવાનો ઇન્કાર કરતા હશે?

જો કદાગ્રહ છોડી દેવામાં આવે અને આત્મકલ્યાણની ભાવનાપૂર્વક આ પુસ્તક વાંચવામાં આવે તો જરૂર આત્માઓને લાભ થશે, અને પૂર્વે પણ લાભ થયો છે.

આપણે જાણીએ છીએ કે પૂ. આનંદવિમલસૂરિ
પ્રમુખ આનંદર્ષિ વગેરે કેટલાએ સંવેગી દીક્ષા લીધી હતી.
શ્રી વિજયાનંદસૂરીશ્વરજી પાસે શ્રી મોહન સ્વામીએ પોતા
શિષ્યો સાથે ઢુંઢક મતનો ત્યાગ કર્યો હતો. વર્તમાન વિદ્વા
સાધુઓના મોટા ભાગના ગુરૂઓ બુટેરાયજી મહારાજ,
મુળચંદજી મહારાજ, શ્રી. વૃદ્ધિચંદજી મહારાજ,
આત્મારામજી મહારાજ વગેરે કેટલાએ વિદ્વાનો પાસેથી દ

આ પુસ્તક પણ જિનમૂર્તિ, જિનમૂર્તિ
પ્રાચિન તથા શાસ્ત્રસિદ્ધ કરી બતાવે છે.

"છોડી કદાગ્રહ આણા આરાધે, તે તરશે સંસાર

આ કથનને ખ્યાલમાં રાખ તા વીતરાગની
એટલે વીતરાગની આશાતનાના ઘોર પાપથી બચી
અને આત્મ સાધન કરી શકાય તે માટે આ પુસ્તકમાં
મહાવીર શાસન' પાક્ષિકમાંથી શ્રી જિનેંદ્રપૂજા અને
પૂજા ઉપર ધર્મદત્તની કથા સમુદ્ધૃત કરીને પ્રયત્ન ક
આવ્યો છે.

મધ્યસ્થ ભવ્યાત્માઓ આ પુસ્તકને સાદ્યંત
ભક્તિની પ્રેરણા મેળવીને શાશ્વત સુખના ભોક્તા
એજ મહેચ્છા.

શાંતિપુરી
૨૦૧૧ આશ્વિન
શુક્લ ૧૫

મુનિ જિનેંદ્રવિજ

# ॥ जिनेन्द्र पूजा ॥

:: લેખક ::
પ. પૂ. આચાર્યદેવશ્રી વિજયઅમૃતસૂરીશ્વરજી મહારાજ

## શ્રી જિન પ્રતિમા સિદ્ધિ

અનાદિ અનંત સંસારમાં ગોથાં ખાતા જીવોને તરવાનો ઉપાય પ્રથમ શ્રી જિનેશ્વર દેવોએ બતાવ્યો છે. આ માટે ભગવાન શ્રી જિનેશ્વર દેવો જગતના અજોડ મહાઉપકારી છે. મહાઉપકારીની સેવા કરવી એ મહા સજ્જનતા છે પોતાના આત્મકલ્યાણ માટે મહા સજ્જનતાને વરેલા પુણ્યાત્માઓ એ તારકોની આજ્ઞાના પાલન રૂપ ભાવ સેવા સદા કરતા હોય છે. એ તારકોની સદા સેવા કરવા માટે જીવન પર્યંત સઘળાય પાપોનો ત્યાગ કરીને સમર્થ પુણ્યાત્માઓ સંયમ જીવનનો સ્વીકાર કરે છે. પણ જીવન પર્યંત સંયમ જીવન પાલન કરવારૂપ સદા ભાવ સેવાને નહિ સ્વીકારી શકતા પુણ્યાત્માઓ પણ અમોને ક્યારે ભાવ સેવાની પ્રાપ્તિ થાય? એવા ભાવથી ભગવાન શ્રી જિનેશ્વર દેવોની દ્રવ્ય સેવામાં રક્ત રહે છે અને મનુષ્ય જીવનની સફલતા માટે પ્રભુ સેવાને પ્રથમ કર્ત્તવ્ય તરીકે સ્વીકારે છે.

પ્રભુની સેવા મૂર્તિદ્વારા કરી શકાય છે. કેટલાકો પ્રભુની મૂર્તિ અને મૂર્તિસેવા માનતા નથી. પણ મૂર્તિ અને મૂર્તિપૂજા એ શાસ્ત્રસિદ્ધ છે એ સંબંધિ જરા

ંનમૂર્તિ અને પૂજા માનવીજ પડે. પણ નથી માનવી
ાટલે સૂત્ર ન માનવાનું કહે એમાં કંઇ નવાઇ નથી.
ણુ સવાલ ઉભો એ થાય છે કે આ પાઠ માનવામાં
. આવે તો પાંચમું કાઉસ્સગ્ગ નામનું આવશ્યક કેમ
ાય ? તથા આવશ્યક સૂત્ર આજ છે, આ પાઠ તેમાં
તો આ પાઠનો અપલાપ કેમ થઇ શકે ? જો આ
ાઠનો અપલાપ કરવામાં આવે તો આજ્ઞા ભંગનું
ભણાર પાપ માથે આવે. પણ જેને પાપનો ભય હોય
ાને આ વાત છે. જેને પાપનો ભય ન હોય તેને તો
ા વાત કરવી નકામી છે. આ રીતે નામ, સ્થાપના
ને દ્રવ્ય ત્રણ નિક્ષેપા થી અરિહંત ભગવાનના થયા
ને ભાવ નિક્ષેપો ભગવાનનો સર્વત્ર વિચારવાનો છે.
ટલે કેવલજ્ઞાનાદિ ગુણોએ સહિત ભાવ તીર્થંકરની
ાવના સર્વત્ર રાખવાની છે. કારણકે ભાવને આશ્રી
ાકીના નામ આદિ માનવાના છે. જેનો ભાવ નિક્ષેપો
ુદ્ધ અને પૂજ્ય છે તેના નામ આદિ ત્રણેય નિક્ષેપા
ૂજ્ય છે. આ રીતે ચારેય નિક્ષેપાઓ ભગવાન શ્રી
અરિહંત આરાધ્ય છે પૂજ્ય છે. કલિકાલસર્વજ્ઞ ભગવાન
શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા પણ સકલાર્હતમાં
આ વસ્તુ લઇ આવ્યા છે. જુઓઃ—

नामाकृति द्रव्य भावैः पुनतस्त्रिजगज्जनम् ।
क्षेत्रेकाले च सर्वस्मिन्नर्हतः समुपास्महे ॥

ભાવાર્થઃ—સર્વક્ષેત્ર અને સર્વકાલને વિષે નામસ્થાપના

કેટલાક કુમતિઓ અહિં એમ કહે છે કે જે આવશ્યક સૂત્રને અમે માનીયે છીયે તે તમે માનો છો કે નહિ તેના સમાધાનમાં શ્રી શાસ્ત્રકાર ભગવંતો જણાવે છે કે કોણે તમને કહ્યું કે તે આવશ્યક નહિ એનો નિરધાર તો શ્રી સર્વજ્ઞ ભગવાન વિના થઇ શકે નહિં. કદાચ કુમતિઓ અહિં કહેશે કે તમને કોણે કહ્યું કે આવશ્યક સૂત્ર તેનું તેજ છે એનો ઉત્તર આપતાં શ્રી શાસ્ત્રકાર ભગવંતો ફરમાવે છે કે જેમ સઘળાય આગમો પુસ્તકમાં લખેલા છે તેમ આવશ્યક પણ પુસ્તકમાં લખેલ છે. વળી શ્રી ભગવતીજીમાં પણ 'जहा आवस्सए' એમ કહીને તેની ભલામણ કરવામાં આવી છે. વળી નંદીસૂત્રમાં પણ જ્યાં સૂત્રોના નામો કહ્યા છે ત્યાં આવશ્યક સુત્રનું પણ નામ આપવામાં આવ્યું છે. હવે તમે જો આવશ્યક સૂત્ર નહિ માનો તો ભગવતીજી અને નંદીસૂત્રની વિરાધનાના પાપમાં પડશો માટે અમારી માફક તમારે પણ શ્રી આવશ્યક સૂત્ર માનવું જોઇએ. કુમતિઓ અહિ કહે છે કે આવશ્યકસત્ર તો ઘરઘરનું છે, એક નથી. તેઓને શિખામણ આપતાં શ્રીશાસ્ત્રકાર ભગવંતો ફરમાવે છે કે આવશ્યક સૂત્ર ઘરઘરનું જુદું છે એમ કહેનાર પોતાની અજ્ઞાનતાને જાહેર કરે છે કારણ કે શ્રી અનુયોગદ્વાર સૂત્રમાં ફરમાવ્યું છે કેઃ—

'नो आगमओ दव्वासयं जं पत्तय पोत्थय लिहियं ।'

ભાવાર્થઃ—પત્ર પુસ્તકમાં લખેલ જે છે તે દ્રવ્ય આવશ્યક છે આથી સિદ્ધ થાય છે કે પુસ્તકમાં લખેલ

પરંતુ વિધિ પૂર્વક પોતાનો શુભ અધ્યવસાય શ્રી જનપ્રતિમા આદિમાં સ્થાપન કરવો જોઇએ.

'तं महाफलं खलु अरहंताणं भगवंताणं नाम गोत्रमविसवणयाए' આ સૂત્રમાં શ્રી અરિહંત ભગવંતોના નામ ગોત્ર પણ સાંભળવાથી મહા ફલ બતાવ્યું છે. એટલે નામ નિક્ષેપો પણ મહા ફલ આપનારો બતાવ્યો છે. વળી 'धन्नाणं ते गामाठार ठार खेड कव्वड मंडव दोण मुह पट्टणा सम सन्नि वेसा जत्थ अरिहंता भगवंता विहरंति'

આ પાઠમાં જ્યાં શ્રી અરિહંત ભગવંતો વિચરે છે તે ગ્રામ, આકર, નગર આદિને પણ ધન્ય કહ્યાં છે. તે પણ શ્રી અરિહંતનીજ પ્રશંસા છે શ્રી શ્રમણ સૂત્ર આદિમાં તેત્રીશ આશાતનાની અંદર ગુરૂ સંબંધી પાટ, પીઠ, સંથારે પગ લાગ્યો હોય તો આશાતના જણાવી છે આ પણ જડ છે છતાં પોતાને વિશેષે આરાધવા યોગ્ય બતાવ્યાં આ વાત તો તું પણ માને છે તો પછી બ્રાહ્મીલીપી શ્રી જિનપ્રતિમા અજીવ છતાં તું કેમ આરાધવા યોગ્ય માનતો નથી? વળી શ્રી અંતગડ સૂત્રમાં સુલસાના અધિકારમાં હરિણગમેષીની પ્રતિમાની આરાધના કરવામાં હરિણગમેષી દેવની આરાધના થઇ અને તેથી તે પ્રસન્ન થયો, તેમશ્રી અરિહંત પરમાત્માની પ્રતિમાની આરાધના કરવામાં શ્રી અરિહંત ભગવાનનીજ આરાધના કેમ ન થાય? અહિં એટલું યાદ રાખવાનું છે

તો તે ખોટું છે કારણ કે સુવિહિતના ચારે નિક્ષેપ
મંગલકારી કહેવાથી સુવિહિતની પ્રતિમા આદિ સ્થાપન
વિહિત થાય છે અને પોતાની પ્રતિમા આદિ થાય
તેમાંતો સુવિહિતો નિરીહ હોય છે અને ભક્તિનો લાભ
ભકત વિહિત હોવાથી ઉઠાવી શકે છે પણ ધ્વનિ વર્ધક
યંત્ર દ્વારા ઉપદેશ દેવાનું મુનિઓને કયાંય વિહિત નથી
માટે તેની હિમાયત કરવી એ શાસ્ત્ર વિરૂદ્ધ છે. અને
તેથી સંસાર પરિભ્રમણ વધે છે. માટે આવા પાપોથી
પાપભિરૂ આત્માઓએ સદાને માટે દૂર રહેવું જોઈએ
આતો પ્રાસંગિક વાત થઈ હવે, જેનો ભાવ અશુદ્ધ છે
તેના બધાય અશુદ્ધ છે પાપકારી છે તેના ઉપ
અંગારમર્દક આચાર્યનો દાખલો આપવામાં આવે
અંગારમર્દક અભવ્ય છે, પાપી છે આ માટે ભાવ
અશુદ્ધ છે પાપકારી છે માટે તેના નામનું સ્મરણ તેની
મૂર્તિપૂજા. અને તેનુ દ્રવ્ય સ્મરણ આદિ પાપકારી છે
અમંગળ કરનાર છે. માટે તેનું ભક્તિથી નામ લે
પણ પાપકારી છે તો તેના બીજા નિક્ષેપા પાપકા
બાને એમાં પૂછવું જ શું? તેને ઓળખાવવા તેનું ના
લેવું યાતો ઉપદેશમાં તેના દાખલાથી બીજાઓ
પાપથી બચાવી લેવા નામ લેવું તે જુદી વાત
તેમાં પાપ નથી. આ તો અભવ્ય છે પણ ભા
જમાલી પ્રમુખ નિહ્નવ આદિના પણ નામ આ
છે તે ભુલવાનું નથી. કારણકે નિહ્નવ આદિ પણાના ગે
પાપકારી તેઓનો ભાવ અશુદ્ધ છે.

માટે નામ મૂર્તિ આદિ પણ અશુદ્ધ અને પાપકારી છે. વળી શ્રી દશવૈકાલિકસૂત્રમાં કહ્યું છે કે. ચિત્ત. ઈત્યાદિ.

આ ગાથાનો ભાવાર્થ એ છે કે ભિતમાં નારીનું ચિત્રામણ હોય. તે ચિત્રામણને નીરખવું નહિ કારણકે મોહ પેદા કરવાનું કારણ છે માટે કદાચ તેના પર દ્રષ્ટિ પડી જાય તો પણ સૂર્ય ઉપર પડેલી દૃષ્ટિ જેમ તુરત પાછી ખેંચી લેવાય છે તેમ તેનાથી દ્રષ્ટિ તુરત પાછી ખેંચી લેવી જોઈએ. અહિં જો નારીનું ચિત્રામણ પણ અશુભ ભાવ પેદા કરનારૂં બતાવ્યું તો ભગવાન શ્રી જિનેશ્વરદેવની નિર્વિકારી પ્રતિમા શુભ ભાવ પેદા કરનારી કેમ ના બને? બનેજ. માટે જેમ કામી માનવો નારીના ફોટાને પણ નીરખવામાં તૃપ્ત પામતા નથી તેમ ધર્મી માનવોએ ભગવાનની મૂર્તિ નીરખવામાં તૃપ્ત પામવી જોઈએ નહિ. અત્યાર સુધી ભગવાન શ્રી જિનેશ્વરદેવનો સ્થાપના નિક્ષેપો વંદનીય છે એ બતાવ્યું. હવે ભગવાનની મૂર્તિ કોણે વાંદી તે બતાવે છે શ્રી ભગવતી સૂત્રના વીશમા શતકના નવમા ઉદ્દેશામાં શ્રી જંઘાચારણ અને વિદ્યાચારણ મુનિવરોએ શ્રી જિનેશ્વરોની શાશ્વતી અને અશાશ્વતી પ્રતિમાઓ વાંદી છે. તેનો અધિકાર આ પ્રમાણે છે. શ્રી જંઘાચારણ મુનિવરો એકજ પગલે રૂચક નામના તેરમા દ્વીપમાં જાય છે. ત્યાં શાશ્વતી શ્રી જિન પ્રતિમાઓ વાંદીને પાછા ફરતાં એક પગલે શ્રી નંદીશ્વર નામના આઠમા દ્વીપમાં

આરાધક છે. નહિ કરનાર વિરાધક છે. હવે વિચારો જો જિન પ્રતિમા વાંદવાથી લાભ થતો હોત તો આલોચના પ્રતિક્રમણ કરવાનું જણાવત નહિ. આલોચના પ્રતિક્રમણ કરવાનું જણાવ્યું છે, માટે તેમાં લાભ નથી. આના ઉત્તરમાં શ્રી શાસ્ત્રકાર ભગવંતો ફરમાવે છે અરે ભોળા ? જે આલોચના બતાવી છે તે તો લબ્ધિ વડે જે ગતિ કરી તે પ્રમાદની આલોચના અને પ્રતિક્રમણ છે પરંતુ ચૈત્યવંદના કરી તેની આલોચના કે પ્રતિક્રમણ નથી. વળી તીરની માફક ખૂબ વેગથી ગતિ થાય તેમાં વચમાં તીર્થ યાત્રા તથા શાશ્વત મંદિરોની યાત્રા કરવાની રહી જાય તેની આલોચના સમજવી પણ ચૈત્યવંદનાની આલોચનાદિ નથી. જેમ સાધુ ગોચરી લાવીને આલોચના અને પ્રતિક્રમણ કરે પણ ગોચરી કરી તેની આલોચના કે પ્રતિક્રમણ નથી તેમ અહિં પણ સમજવું એટલે કે પ્રમાદની આલોચનાદિ છે પણ ચૈત્યવંદનાની આલોચના નથી. જ્યારે શ્રી ભગવતીજીનો ચૈત્યવંદના સંબંધિ સ્પષ્ટ પાઠ મલે છે ત્યારે કોઇ કુમતિ કહે છે કે એતો કહેવા માત્ર છે કોઈ ગયો નથી અને કોઇ જશે નહિ. કારણ કે જતાં લવણ સમુદ્રની શિખા આડી આવે. એ શિખામાં જતાં આરાધકપણું કેવી રીતે થાય? આનો ઉત્તર આપતાં શ્રી શાસ્ત્રકાર ભગવંતો ફરમાવે છે. હે કુમતિ ? શા માટે તું ભોળા લોકોને ભ્રમમાં નાખીને ભરમાવે છે? ત્હને ખબર નથી ? કે લવણ સમુદ્રની શીખા તો

સોલહજાર જોજન ઉંચી જાય છે અને મુનિવરો તો ઉંચે સત્તર હજાર જોજન જઇને પછી તીરછો જાય છે આવો શ્રી સમવાંયાંગ સૂત્રનો પાઠ છે તે તું નથી જાણતો ?

આ રહ્યો તે પાઠ— लवणे णं समुद्दे सत्तर जोयण सहस्साइं सव्वग्गेणं पन्नत्ता. इमीसेणं रयण जभाए पुढविए बहुसम रमणिज्जाओ भूमिभागाओ साइरेगाइं सत्तर जोयण सहस्साइ उड्ढं उप्पइत्ता तओ पच्छा चारणाणं तिरिय गई ॥

ભાવાર્થ એ છે કે લવણ સમુદ્ર ૧૦૦૦) એક હજાર જોજન ઉંડો છે, અને સોલ હજાર જોજનની શીખા છે એટલે સત્તર હજાર જોજન સર્વ મલી છે અને ચારણ મુનિવરો સમભૂતલા પૃથ્વીથી કાંઇક અધિક સત્તર હજાર જોજન ઉંચા જઇને પછી તીરછીગતિ કરે છે.

આ પાઠમાં સ્પષ્ટ ગતિ કરવાની બતાવી છે પણ કહેવા માત્ર નથી બતાવી. છતાં કુમતિને ન માવવું હોય તેનો કંઇ ઉપાય છે ? વળી કુમતિ કહે છે કે ચૈત્ય શબ્દનો અર્થ જ્ઞાન થાય છે. પણ જિન પ્રતિમા નહિ. આનો ઉતર આપતાં શ્રી શાસ્ત્રકાર ભગવતો ફરમાવે છે કે 'चैत्यं जिनौकस्तद्बिंबं' આ પ્રમાણે શ્રી અનેકાર્થકોષમાં ચૈત્ય શબ્દનો અર્થ શ્રી જિનઘર અને શ્રી જિનેશ્વર દેવાનુ બિંબ એટલે પ્રતિમા આવો અર્થ કરવામાં આવ્યો છે પણ જ્ઞાન અર્થ કરવામાં આવ્યો નથી તો કેવીરીતે જ્ઞાન અર્થ કરી શકાય ?

વળી જ્ઞાન એક વચનમાં છે અને ચૈત્ય બહુવચનમાં છે. એટલે જ્ઞાન એક છે, અને ચૈત્ય ઘણાં છે. માટે જ્ઞાન અર્થ કેવી રીતે થાય? આથી આ વાત પણ તમારી ટકતી નથી કે ચારણ મુનિવરો સિદ્ધાન્તની વાત સાંભળીને નિર્ણય કરવા નંદિશ્વરાદિ દ્વીપ જોવા ગયા, જોઇને એમ થયું કે "ધન્ય છે પ્રભુના જ્ઞાનને" જેવું સિદ્ધાન્તમાં સાંભળ્યું તેવુંજ જોવામાં આવે છે આ રીતે તેમણે જ્ઞાનને વંદન કર્યું છે પણ જિન-પ્રતિમાઓને નહિ. વ્યાકરણના અજાણ માણસોજ 'चेइयाइं वंदइ' માં બહુવચનનો અર્થ કરવાને બદલે એક વચનનો અર્થ કરે. જાણકાર માણસો કદીજ આવો અર્થ કરી શકે નહિ. વળી ત્યાં જઇને જ્ઞાનને પગે લાગ્યા એમ કહો છો તો ત્યાં જતાં રસ્તામાં આશ્ચર્ય ઉપજે એવા અનેક પહાડ વિગેરે આવે તે જોઇને જ્ઞાનને કેમ પગે ન લાગ્યા? વળી ચૈત્ય શબ્દનો જ્ઞાન અર્થ કરવો હોત તો આગમમાં 'नाणंचेइयाइं वन्दइ' એમ ઘણે ઠેકાણે કહ્યું છે. પણ કોઇ જગોએ 'चेइयं पंचविहं पन्नत्तं. आभिणिबोहिय चेइयं सुय चेइयं, ओहि चेइयं, मणपज्जव चेइयं, केवल चेइयं' એવો પાઠ નથી. વળી આગમની વાત સાંભળીને મુનિવરો નંદીશ્વરાદિ દ્વીપમાં નિર્ણય કરવા ગયા હોય તો તેમને ભગવાનના વચનમાં અશ્રદ્ધા થઇ તો તેમનું સાધુપણું કેમ ટકે?

"पयमक्खरंपि एकंपि जोनरोएइ सुत्तनिद्दिट्ठं ।
सेसं रोयंतोवि हु मिच्छदिट्ठि जमालिव्व ॥

ભાવાર્થ:—જે જમાલીની માફક ભગવાનના તમામ વચનોને માનતો હોય છતાં એક પદની અથવા એક અક્ષરની પણ અશ્રદ્ધા રાખનારને મિથ્યા દૃષ્ટિ કહ્યો છે. માટે મૂર્ખાઇ છોડીને સદ્ગુરૂની નિશ્રાનો સ્વીકાર કરીને સુગુરૂઓની પરંપરાએ આવેલા અર્થનો સ્વીકાર કરો કે જેથી આત્માનું કલ્યાણ થઇ જાય. જ્યારે શ્રી જિન પ્રતિમા માનવાનું સિદ્ધ થાય છે ત્યારે વળી કુમતિ એક બીજો તુક્કો ઉઠાવે છે કે મુનિવરોએ જે પ્રતિમા વાંદી તે તો શાશ્વતી પ્રતિમાઓ છે પણ તમે તો અશાશ્વતી પ્રતિમાઓ માનવાનું કહો છો તે બરાબર નથી. પણ આ વાતનો ખુલાસો તો શ્રી ભગવતીજીના પાઠથીજ મળી જાય છે. કારણ મુનિવરોએ રૂચક આદિ દ્વીપમાં જઇને જેમ શાશ્વતી પ્રતિમા વાંદ્યાનો પાઠ છે તેમ ત્યાંથી અહિં આવીને इहां चेइयाइं वंदइ આ પાઠથી ભારતની અશાશ્વતી પ્રતિમાઓ વાંદી છે, એટલે શાશ્વતી પ્રતિમાઓ વાંદવા યોગ્ય છે અને અશાશ્વતી પ્રતિમાઓ વાંદવા યોગ્ય નથી. આવો ભેદ મૂર્ખ શિવાય કોણ પાડે? ડાહ્યા માણસો તો શાશ્વતી યા અશાશ્વતી સઘળીય શ્રી જિન પ્રતિમાઓ વાંદવા યોગ્ય માને છે એમ ઉપરના પાઠોથી સિદ્ધ થઇ જાય છે એટલે કદાગ્રહના ત્યાગી સત્પુરૂષો આ વાતનો સ્વીકાર કર્યા વિના રહેશે નહિ. ભગવાનની ભક્તિપૂર્વક ભગવાનની શાશ્વતી અશાશ્વતી પ્રતિમાઓનો સ્વીકાર કરી શ્રદ્ધા પૂર્વક ભગવાનની માફક ઉપાસના કરીને સૌએ પારમાર્થિક આત્મકલ્યાણની સાધના કરો એજ એક શુભ ભાવના.

# પ્રકરણ ૨

## પ્રતિમા પૂજન સિદ્ધિ

કેટલાક કુમતિઓ કહે છે કે ભલે શ્રી જિન-પ્રતિમાને નમીએ, પણ પૂજા કરવી જોઇએ નહિ. તેના ઉત્તરમાં શ્રી શાસ્ત્રકાર ભગવંતો ફરમાવે છે કે ભગવાનનો ધર્મ ભગવાનની આજ્ઞામાં છે અને ભગવાનની આજ્ઞા શ્રી જિનપૂજન સંબંધમાં શી છે? તે આગમથી જાણવા મલે છે. શ્રી રાયપસેણી નામના બીજા ઉપાંગ સૂત્રમાં ફરમાવ્યું છે કે શ્રી પ્રદેશી રાજાનો જીવ પહેલા દેવલોકમાં ઉત્પન્ન થયો છે તે દેવ ત્યાં સૂર્યાભ નામે ઓળખાય છે. તે દેવ ત્યાં જ્યારે ઉત્પન્ન થયો ત્યારે પોતાની સમાન રિદ્ધિ વાળા દેવોને પૂછે છે કે મારે પ્રથમ અને પછી હિતકારી શું છે? તે તુરત કહો. ત્યારે તે દેવોએ ઉત્તર આપતા જણાવ્યું કે આ વિમાનમાં શ્રી જિનેશ્વર દેવોની પ્રતિમાઓ છે અને શ્રી જિનેશ્વર દેવોના અસ્થિ છે. તેઓની પૂજા કરવી એ પ્રથમ અને પછી હિતકારી છે. માટે તમે એોની પૂજા કરો. સૂત્રનો પાઠ तएणं तस्स सूरियाभस्स देवस्स पंचविहाए पज्जत्तिए पज्जत्ति भावं गयस्स समाणस्स इमेयारूवे अज्झत्थिए पत्थिए मणोगए संकप्पे समुप्पज्जित्था किंमे पुव्विं करणिज्जं? किंमे पच्छा करणिज्जं किंमे पुव्विं सेयं? किंमे पच्छा सेयं? ઇત્યાદિ.

तं महाफलं खलु तहारूवाणं अरहंताणं भगवंताणं नामगोयस्स वि सवणआए किमंग पुण वंदण नमंसण पडिपुच्छण पज्जुवासणयाए एगस्सवि आरियस्स सवणयाए किमंग पुण विउलस्स अट्ठस्स गहणयाइ तं गच्छामिणं समणं भगवं महावीरं वंदामि नमंसामि सक्कारेमि सम्माणेमि कल्लाणं मंगलं चेइयं देवयं पज्जुवासामि एयं मे पेच्चा हि याए सुहाए खमा निस्सेसाए अणुगामित्ता भविस्सइ. ઇત્યાદિ.

ભાવાર્થ:—તથા પ્રકારના શ્રી અરિહંત ભગવંતોના નામ ગોત્ર સાંભળવામાં પણ મહાફલ છે તો તેઓને વંદન, નમસ્કાર, પ્રતિપૃચ્છા, સેવા કરતાં મહાફલની પ્રાપ્તિ થાય એમાંતો પૂછવુંજ શું? તેઓનું એકપણ આર્ય વચન સાંભળીયે તો પણ મહા લાભ થાય તો તેઓના અનેક વચનો સાંભળીને ઘણા અર્થ સ્વીકારવામાં મહા ફલની પ્રાપ્તિ થાય તેમાં તો પૂછવું શું? માટે હું જાઉં અને શ્રી શ્રમણ ભગવાન મહાવીર દેવને વાંદુ, એટલે સ્તવના કરૂં. કાયાથી નમસ્કાર કરૂં સત્કારૂ, સન્માનું, તેમની કલ્યાણકારી મંગલકારી દેવની પ્રતિમાની પેરે સેવા કરૂં.

કુમતિઓ પોતાના ગુરૂને વાંદતાં પણ કલ્લાણં ઈત્યાદિ પાઠ બોલે છે પણ મૂર્ખને વિચારવું હોય તો ને! મૂલવાત તો એ છે કે આ પાઠમાં સ્થાપના જિનેશ્વર અને ભાવ જિનેશ્વરને વંદનાદિકનાં સમાન ફલ બતાવ્યાં છે.

આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે ભાવ જિનેશ્વર

હવે બાકીનો પૂજાનો કાલ કયો રહ્યો આ પ્રશ્નોત્તરથી તો સૂર્યાભદેવે નિત્ય કરણી જાણે છે. એટલે સૂર્યાભદેવે સદા કાળ પૂજા કરી છે એમ સાબીત થાય છે. અહિં બીજો કોઈ કુમતિ એમ કહે છે ભલે સૂર્યાભદેવે સદા પૂજા કરી પણ પૂજા કરવી જોઇએ એમ સિદ્ધ થતું નથી કારણકે એણે દ્રવ્યથી પૂજા કરી છે પણ ભાવથી નહિ જો પૂજા કરવા યોગ્ય હોત તો એ ભાવથી પૂજા કરત. અહિં ઉત્તર એ છે કે સમ્યગ્દૃષ્ટિ શ્રી જિનપૂજા શ્રદ્ધાથી કરે ધર્મ માનીને કરે એને દ્રવ્યથી કેમ કહેવાય? એણે ભાવથી પૂજા નથી કરી એમ કેમ કહેવાય? વળી શસ્ત્ર ભંડાર આદિની દ્રવ્યથી પૂજા કરી ત્યાં શક્રસ્તવાદિ નથી કર્યો. આ બધાથી શ્રી જિન પ્રતિમા અને શ્રી જિન અસ્થિ આ બેને જુદા કહ્યાં છે અને આ બેની આગળ શક્રસ્તવાદિ કર્યો છે આ બેનેજ પૂજવા લાયક કહ્યાં છે આવો પ્રકટ વિવેક છે, છતાં એણે ભાવથી પૂજા નથી કરી એમ કહેવું એ તો અવિવેકીનું કામ છે. આ વસ્તુ સમજાવવા શ્રી શાસ્ત્રકાર ભગવંતો એક દાખલો આપીને સમજાવે છે કે જેમ શ્રી ભરત મહારાજાએ આ લોકમાં ઉપકારી માનીને ચક્ર રત્નની દ્રવ્યથી પૂજા કરી હતી, અને આ લોકમાં અને પરલોકમાં ઉપકારી માનીને શ્રી આદિનાથ ભગવાનના કેવલજ્ઞાનની ભાવથી પૂજા કરી હતી, તેમ અહિં સૂર્યાભ દેવે શસ્ત્ર આદિની દ્રવ્યપૂજા અને શ્રી જિન પ્રતિમા અને શ્રી જિન અસ્થિની ભાવથી પૂજા કરી છે. (ક્રમશઃ

આ જાતિનો વિવેક સમ્યગ દૃષ્ટિ આત્માઓને તો પ્રગટપણે હોય છે પણ જેના હૃદય ઘરમાં મિથ્યાત્વનું ઘોર અંધારૂં ફેલાયેલું હોય તેને આ વાત સમજાય નહિ એ બનવા જોગ છે. આ ઠેકાણે કોઇ કુમતિ એમ કહે છે કે 'ધન કાઢવાના અધિકારમાં 'हियाए सुहाए' ઇત્યાદિ પાઠ કહ્યો છે તે જેમ આ લોકના સુખને માટે છે તેમ અહિં સૂર્યાભદેવના અધિકારમાં પણ એવોજ પાઠ છે માટે સૂર્યાભદેવે આ લોકના સુખ માટે જિનપૂજા કરી છે પણ પરલોક માટે નથી કરી. તેનો જવાબ આપતાં શ્રી શાસ્ત્રકાર ભગવંતો ફરમાવે છે કે पुव्वि તથા पच्छा એ બે શબ્દો પરલોકને સૂચવનારા છે આ વાતની સાબીતીમાં શ્રી જ્ઞાતાસૂત્રમાં દર્દુર સંબંધના અધિકારમાં જણાવ્યું છે કે 'पुव्वि पिणं मए समणस्स भगवओ महावीरस्स' ઇત્યાદિસૂત્રમાં 'पुव्वि' શબ્દથી પૂર્વભવ લીધો છે. અને શ્રી ઉત્તરાધ્યયનસૂત્રમાં મૃગાપુત્રના અધિકારમાં કહ્યું છે કે 'अम्मताय मए भोगाभुत्ता विसफलोवमा पच्छा कडु विवागा अणुबंध दुहावहा' આ સૂત્રમાં 'पच्छा' શબ્દથી મૃગાપુત્રે પોતાના માત-પિતાને જણાવ્યું કે મેં ઝેરી ફલ જેવા ભોગો ભોગવ્યા કે તેનું ફલ આવતા ભવમાં કડવાં ફલ છે અને તે ભોગો પરંપરા એ દુઃખ આપનારા છે. એટલે पच्छा પણ પરભવ વાચક છે આ રીતે અહિં સૂર્યાભદેવના અધિકારમાં પણ પૂર્વ અને પચ્છા શબ્દ પરભવ વાચક છે પણ આ ભવ વાચક નથી. અહિં બીજો કોઈ કુમતિ

કહે છે કે ઠીક છે પણ એમાં આ ભવ તો ન આવ્યો!
એનું સમાધાન કરતાં શ્રી શાસ્ત્રકાર ભગવંતો ફરમા
છે કે. શ્રી આચારાંગ સૂત્રમાં કહ્યું છે કે 'जस्स नत्थि
पुरा पच्छा मज्झे तस्स कुओ सिया'

ભાવાર્થ:—જેને પૂર્વ અને પછી નથી તેને મધ્ય
પણ ક્યાંથી હોય? અર્થાત્ જેને પૂર્વ અને પછી છે
તેને મધ્ય પણ હોય. પણ જેને પૂર્વ અને પછી નહિ
તેને મધ્ય પણ ન હોય અહિં સૂર્યાભદેવને પૂર્વ અને
પછી છે માટે મધ્ય પણ હોય. એ વાત આવી જાય છે
એટલે શ્રી સૂર્યાભદેવને શ્રી જિનપૂજા ત્રણેકાલ હિતકારી
છે એમ સાબીત થાય છે એટલે આ ભવ પણ આવી
ગયો. વળી કોઈક કુમતિ હુઇ એમ કહે છે કે વાંદવાના
અધિકારમાં પરભવ વાચક 'पेच्चा' શબ્દ લીધો છે. પણ
'पच्छा' શબ્દ લીધો નથી. માટે पच्छा' શબ્દનો અર્થ
જુદો છે. પરભવ ન થાય તેને શ્રી શાસ્ત્રકાર ભગવંત
કાનપટ્ટી પકડાવે છે કે હે ભોલા? 'पेच्चा' અને 'पच्छा'
શબ્દનો અર્થ એકજ છે પણ જુદો નથી. બેઉ શબ્દ
પરભવ વાચક છે. માત્ર શબ્દ રચના જુદી છે. પણ
અર્થ કંઈ જુદો થતો નથી. જેમ વંદનાના અધિકારમાં
કોઈ ઠકાણે 'पेच्चा हियाए' કહ્યું છે. તો કોઈ ઠેકાણે
'इह भविया परभविया' પાઠ છે. પેચ્ચા અને પરભ
આ બે શબ્દના અર્થમાં ભેદ નથી માત્ર શબ્દ રચના
જુદી છે તેમ 'पेच्चा' અને 'पच्छा' શબ્દનો અર્થ પ

દેવની ભક્તિ, શ્રી જિન પૂજા ન માને તે કેવો કહેવાય અર્થાત્ તે મૂર્ખની ગણુમાં આવેને ? ભવ્ય સમકિતિ અલ્પ સંસારી, સુલભ બોધિ, શ્રી જિન આજ્ઞાને આરાધક અને જેનો આ દેવ ભવ છેલ્લો છે એવા શ્રી સૂર્યાભદેવ શાશ્વતા રત્નના પુસ્તકો વાંચી અને ધર્મ સામગ્રી લેઇને શ્રી સિદ્ધ ભગવાનના મંદિરમાં દેવછંદામાં જાય છે ત્યાં ભગવાનને મસ્તકવડે પ્રણામ કરે છે. 'जिनपडिमाणं आलोइ पणामं करेइ'

આ પાઠમાં સ્પષ્ટ કહ્યું છે કે સૂર્યાભદેવ શ્રી જિનેશ્વર દેવની પ્રતિમાઓને જોતાંની સાથે પ્રણામ કરે છે. છતાં શ્રી જિન પ્રતિમા ન માનવી એ કેવી મૂર્ખાઇ છે ? પ્રણામ કર્યા બાદ સૂર્યાભદેવ ભગવાનને મોરપીંછી કરે છે. પછી સુગંધિ પાણીથી ન્હવરાવે છે. પછી ગોશીર્ષચંદન વડે ભગવાનને વિલેપન કરે છે. પછી શ્રી જિન પ્રતિમાને આખા બે દેવદૂષ્ય પહેરાવે છે. પછી પુષ્પો ચઢાવે છે પછી પુષ્પોની માળાઓ પહેરાવે છે. પછી બરાસ વિગેરેનું સુગંધિ ચૂર્ણ ચઢાવે છે પછી વસ્ત્રો ચઢાવે પછી મુગટ આદિ અલંકારો પહેરાવે. મોટી માળાઓ અને પંચવરણા ફૂલના ઢગલાઓ કરે. પછી શ્રી જિન પ્રતિમાની આગળ નિર્મળ રૂપાના ચોખાવડે કરીને આઠ મંગળની રચના કરે છે.

સ્વસ્તિક ૧ શ્રીવત્સ ૨ કલશ ૩ ભદ્રાસન ૪ શરાવ સંપુટ ૫ મત્સ્ય યુગ્મ ૬ દર્પણ ૭ નંદાવર્ત ૮ આ પ્રમાણે આઠ મંગલ આલેખ્યા બાદ , धूवं दाऊणं जिणवराणं , ભગવાન શ્રી જિનેશ્વર દેવોની પ્રતિમાજી આગળ ધૂપ કરે છે અહિં એ સમજવાનું છે કે શ્રી ગણધર ભગવાનોએ સૂત્રની રચના કરતાં ભગવાન શ્રી જિનેશ્વર દેવો અને શ્રી જિનેશ્વર દેવોની પ્રતિમાઓને બેઉને સમાન ગણાવ્યા અર્થાત્ શ્રી જિન પ્રતિમાઓને શ્રી જિનેશ્વર દેવ સરીખી ગણાવી. જો સમાન ન ગણાવવી હોત તો ' धूवंदाऊणं जिणवराणं ' ને બદલે धूवंदाऊणं जिणवरप्डिमाणं એવી રચના કરતે પણ એવી રચના ન કરતાં આવી રચના કરીને બેઉને સમાન ગણાવ્યા છે એ વાંચકોએ ભૂલવાનું નથી. આવા સ્પષ્ટ પાઠો છતાં મૂઢમતિઓ ન માને તેનો કંઇ ઉપાય છે ? અસ્તુ એ પછી વિશુદ્ધ એવા એકસોને આઠ મહા કાવ્યો વડે સ્તવના કરે છે તે પછી સાત આઠ ડગ પાછા હઠીને એક સાડી ઉત્તરાસંગ કરીને શક્રસ્તવ કરે છે. વળી શ્રી રાયપસેણી સૂત્રમાં સૂર્યાભદેવે ભગવાનની ભક્તિ કર્યાનો પાઠ છે તે આ પ્રમાણે ' हद्दन्नं भंते देवाणुप्पियाणं भत्तिपुव्वयं गोयमाईणं समणाणं निग्गं-थाणं बत्तीसइबद्धं नट्टविहिं उवदंसेमि '

ભાવાર્થ એ છે કે હે ભગવાન્ હું આપની ભક્તિ પૂર્વક શ્રી ગૌતમસ્વામી આદિ શ્રમણ નિર્ગ્રંથોની આગળ બત્રીશ પ્રકારના નાટક દેખાડું છું આ સૂત્રમાં

વિચારીએ તો તે શ્રી અરિહંતનો વિનય જાણવો. અહિં કોઇ કુમતિ કહે છે કે દેવો અવિરતિ, અપચ્ચખાણી અને નોધમ્મિયા છે માટે દેવોની કરણી કંઇ લેખામાં ગણાય નહિ. અમે દેવોની કરણીને માનતા નથી. આ રીતે દેવોને નોધમ્મીયા કહીને જેઓ નિંદે છે તેઓને શ્રી શાસ્ત્રકાર ભગવંતો શીખામણ આપતાં ફરમાવે છે કે શ્રી ઠાણાંગ સૂત્રમાં સમકિતી દેવોની આશાતના કરનારને દુર્લભ બોધિ કહ્યો છે એટલે ભવાંતરમાં જૈનધર્મની પ્રાપ્તિ તેઓને દુર્લભ કહી છે. માટે ભવભીરૂઓએ નિંદા કરવાની ટેવ છોડી દેવી જોઇએ. આ રહ્યા તે પાઠ.

पंचहिं ठाणेहिं जीवा दुल्लह बोहियत्ताए कम्मं पकरेंति तंजहा-अरिहंताणं अवण्णं वयमाणे, अरिहंत पण्णत्तस्स धम्मस्स अवण्णं वयमाणे. आयरिय उवज्झायाणं अवण्णं वयमाणे चाउवण्णस्स संघस्स अवण्णं वयमाणे, विवक्क तव बंभचेराणं देवाणं अवण्णं वयमाणे ।

બવર્ણવાદ બોલતાં જીવને દુર્લભ બોધિપણાનું કર્મ ઉપાર્જન થાય છે. માટે નોધમ્મિયા કહીને દેવોની નિંદા કરવી એ ભવભીરૂ માટે યોગ્ય નથી. આજ સૂત્રમાં કહ્યું છે. આ પાંચેયનો વર્ણવાદ બોલતાં સુલભ બોધિપણાનું કર્મ જીવ ઉપાર્જન કરે છે માટે વર્ણવાદ બોલવો પણ અવર્ણવાદ ન બોલવો. અહિં કોઈ પ્રશ્ન કરે છે કે આ સૂત્રમાં સમકિતી દેવો કયાં કહ્યા છે? કે જેથી અવર્ણવાદ બોલતાં દુર્લભ બોધિ થાય એમ તમો કહો છો? આનો ઉત્તર આપતાં શ્રી શાસ્ત્રકાર ભગવંતો સૂત્રની આમ્નાય દેખાડીને સમકિતી ઠરાવે છે. અહિં આચાર્ય, ઉપાધ્યાય, આદિ ભાવ નિક્ષેપે પ્રસિદ્ધ છે. માટે તેના બીજા વિશેષણ પદો ન કહ્યા. અને દેવપદનો અર્થ મુખ્યતાએ ક્રીડાદિક વાચક ઔદાયિક ભાવપણે પ્રસિદ્ધ છે માટે 'विवक्क तव बंभचेराणं' વિશેષણ આપીને જણાવ્યું કે, પાકા તપ અને બ્રહ્મચર્યનું પાલન કરીને જેઓએ પુણ્ય ઉપાર્જન કર્યું છે એવા દેવોનો અવર્ણવાદ બોલવો નહિ. આમ કહેવાથી સમકિતીદેવો આવ્યા જ માટે તેવા સમકિતી દેવોની પૂજા આદિ કરણી મોક્ષનું કારણ છે તો એવી કરણી કેમ ન માનવી? માનવી જ જોઇએ. દેવોની પૂજાદિ કરણી શીવ સુખનું કારણ છે છતાં નહિ માનવાના આગ્રહમાં પડેલાઓને શ્રી શાસ્ત્રકાર ભગવંતો ઠપકો આપતાં તેઓ જૈનશૈલીના અજાણ છે એમ જાહેર કરે છે. જાહેરાત આ પ્રમાણે છે. તપ

કરાવ્યાં છે એની સાક્ષી પૂરે છે. આથી સજ્જડ પૂરાવો બીજો કયો જોઇએ છે? કારણ કે શ્રી સમવાયાંગ સૂત્ર અંગ સૂત્ર છે. અહિં કોઈ પોતાની મૂર્ખાઇનું પ્રદર્શન કરતાં પ્રશ્ન કરે છે કે જો તમે 'ચૈત્ય' શબ્દનો અર્થ પ્રતિમા આવો અર્થ કરશો તો સૂત્રમાં જે એમ કહ્યું છે કે વગર બોલાવે બોલવું નહિ વારંવાર બોલવું નહિ દેવું નહિ વારંવાર દેવું નહિ. આ વાત પ્રતિમાની સાથે કેવી રીતે ઘટે? માટે અન્ય તીર્થીકોએ ગ્રહણ કરેલા ચૈત્યો એટલે સાધુ એવો અર્થ બરાબર ઘટે છે. આ વાતનો ઉત્તર આપતાં શ્રી શાસ્ત્રકાર ભગવંતો ફરમાવે છે કે તું સૂત્રની શૈલી જાણતો નથી. જો જાણતો હોત તો આવો ઘેલો પ્રશ્ન કરત નહિ. સૂત્રની એવી શૈલી છે કે સૂત્રમાં કહેલી બાબત જેને લાગુ પડતી હોય તેને અંગે ઘટાવવાની છે, નહિ તો ઘણે ઠેકાણે અર્થનો અનર્થ થઇ જાય. માટે વંદના અને નમસ્કાર અન્ય તીર્થી સાધુ. અન્ય તીર્થી દેવ, અન્ય તીર્થીએ ગ્રહણ કરેલી જૈન મૂર્તિઓ આ બધાની સાથે ઘટાવવો એટલે બધાને વંદન નમસ્કાર નહિ કરવો એમ ઘટી શકે અને આલાપ સંલાપ આદિ અન્ય તીર્થીનિજ લગાવવો એટલે તેની સાથે આલાપ સંલાપ આદિ ન કરવું પણ પ્રતિમાની સાથે આલાપ આદિ લગાવવા નહિ જેમકે આ પ્રશ્ન વ્યાકરણ દશમા અંગ સૂત્રમાં બાલ દુર્બલ ગ્લાન આદિનું સામાન્ય રીતે વૈયાવચ્ચ કરવાનું કહ્યું છે પરંતુ બાલ આદિનું ખાન પાની આદિ

દ્વારાએ વૈયાવચ્ચ કરવાનું ઘટે, કુલ, ગણ, સંઘ, શ્રી જિન પ્રતિમા આટલાનું જો કોઇ આશાતના કરતું હોય તો ઉપદેશ આદિ દ્વારા આશાતના ટાળવી એ વૈયાવચ્ચ ઘટી શકે પણ ભાત પાણી દેવારૂપ વૈયાવચ્ચ ઘટે નહિ. તેવી રીતે અહિં પણ સમજવું એટલે આલાપાદિનો સંબંધ અન્ય તીર્થીની સાથે કરવો પણ પ્રતિમાજી સાથે નહિ કરવો. આ સુત્રમાં પણ 'चेइयट्ठे' પદથી શ્રી અરિહંતની પ્રતિમાનો વૈયાવચ્ચ કરવાનું કહ્યું છે. આથી શ્રી અરિહંતની પ્રતિમા સિદ્ધ થાય છે. છતાં કુમતિ દુરાગ્રહવશ થઇને ના માને એને કોણ મનાવી શકે? વળી શ્રી વ્યવહાર સૂત્રના પ્હેલા ઉદ્દેસામાં પ્રાયશ્ચિત્તના અધિકારમાં શ્રી આચાર્યાદિકના અભાવમાં 'जत्थेव सम्मं भावियाइं चेइयाइं" આ પ્રકારના વચનથી સુવિહિત પ્રતિષ્ઠિત શ્રી અરિહંત ભગવાનની પ્રતિમા આગળ પ્રાયશ્ચિત લેવાનું જણાવ્યું છે જ્યારે મુનિ પણ શ્રી અરિહંત ભગવાનની પ્રતિમા પાસે પ્રાયશ્ચિત લે ત્યારે સુશ્રાવકો શ્રી અરિહંત ભગવાનની પ્રતિમાની પૂજા ભક્તિ કરે એમાં શી નવાઇ? પણ જેને કોઇપણ ઉપાયે માનવું ન હોય તેનો કંઇ ઉપાય છે! આ પ્રમાણે સર્વ-સાધુ અને શ્રાવકનો શ્રી જિન પ્રતિમાને વંદન કરવાનો અધિકાર સૂત્રમાં કહ્યો છે. કોઇ કુમતિ કહે છે કે ભલે વંદન કરો પણ પૂજા કરવાનો અધિકાર ક્યાં છે? આના સમાધાનમાં શ્રી શાસ્ત્રકાર ભગવાનો ફરમાવે છે કે, શ્રી કલ્પસૂત્રમાં શ્રી સિદ્ધાર્થ રાજાએ

કરે છે. પ્રવેશ કરતાં जिन पडिमाणं पणामंकरेइ શ્રી જિન પ્રતિમાને પ્રણામ કરે છે. અહિં સમજવાનું છે કે શ્રી ગણધર ભગવાને શ્રી જિનઘર શબ્દ વાપરીને શ્રી જિન અને શ્રી જિન પ્રતિમા બેઉને સમાન ગણાવ્યા એટલે શ્રી જિન પ્રતિમાને શ્રી જિન માનીનેજ જિન ઘર શબ્દનો પ્રયોગ કર્યો છે જો એમ ન માનીયે તો શ્રી ગણધર ભગવાનને મૃષાવાદનો દોષ લાગે, એટલે સિદ્ધ થાય છે કે શ્રી જિન પ્રતિમાને શ્રી જિન સમાનજ માનવી જોઈએ. જે પાપાત્માઓ પત્થર કહીને શ્રીજિન પ્રતિમાની અવગણના કરનારા છે તે શ્રી જિનનીજ અવગણના કરનારા છે અને તેથી તે બીચારાઓ અવગણનાના પાપથી ભારે થઇ ઘોર સંસારમાં દીર્ઘકાલ પર્યંત રૂલનારા બની જાય તેમાં નવાઇ જેવું નથી. કારણ કે ભગવાનની અવગણના એ પાપ જેવુ તેવું ન કહેવાય. અસ્તુ પ્રવેશ કર્યા બાદ શ્રી દ્રોપદી 'जहासूरियाभोजिणपडिमाअच्चेइ' શ્રી સૂર્યાભિદેવની માફક વિધિપૂર્વક શ્રી જિન પ્રતિમાની પૂજા કરે છે ધૂપ કરે છે 'नमोत्थुणं' સુત્રવડે ચૈત્યવંદન કરે છે. એટલે દ્રવ્યપૂજા કર્યા બાદ ભાવપૂજા કરે છે. અહિં કુમતિ કહે છે કે ભલે દ્રોપદીએ પૂજા કરી હોય પણ એ શ્રાવિકાજ ક્યાં હતી? જ્યારે એ શ્રાવિકાજ નહોતી તો એની પૂજાની શી કિંમત? આનો ઉત્તર આપતાં શ્રી શાસ્ત્રકાર ભગવંતો ફરમાવે છે કે શ્રી દ્રોપદીજી સુશ્રાવિકાજ હતી કારણ કે જ્યારે શ્રી નારદજી આવ્યા ત્યારે અસંયમી છે એમ જાણીને

દ્રોપદીએ ઉભા થઇને તેમને આવકાર આપ્યો નહિં દ્રોપદીજી સુશ્રાવિકા ન હોત તો અસંયમીને આવકાર કે આપવો એ કેમ જાણી શકે? માટે તે સુજાણ ાવિકા હતી એમ શ્રી જ્ઞાતાજીના પાઠથી સિદ્ધ થાય

तएणं सा दो वइ देवी कच्छुल्लं नारयं असंजय विरय अपडिहयपच्चक्खाय पावकम्मं तिकट्टु नो ढाइ नो परिणाइ णो अब्भुठेइ

ભાવાર્થ—જયારે નવમા કચ્છુલ નામના નારદજી ાવ્યા ત્યારે તે દ્રૌપદીદેવીએ તેમનો આદર કર્યો હિ, નારદજી આવ્યા છે એમ જાણ્યું નહિં. ઉભી પણ ઇ નહિ. કારણ કે નારદજી અસંયમી અવિરતિ અને ેણે પાપકર્મો હણ્યા નથી. એવા હતા આમ જાણીને ાદર ન કર્યો. હવે વિચાર કરો કે સુજાણ સુશ્રાવિકા વના અસંયમીનો આદર નહિ કરવાનું કોણ જાણી કે? આવી સુશ્રાવિકાને શ્રાવિકા ન્હોતી એમ કહેવું એ નરી અજ્ઞાનતાજ છે ને? આવી સુવિવેકવતી સુશ્રાવિકાને શ્રાવિકા ન માનવી એ ગાઢ મિથ્યત્વનોજ પ્રતાપ ગણાયને? વળી શ્રી દ્રોપદીદેવી સુશ્રાવિકા હતી તેનું બીજું પ્રમાણ આપતાં શ્રી શાસ્ત્રકાર ભગવાન ફરમાવે છે કે જયારે પદ્મોત્તરરાજા મિત્રદેવ દ્વારા દ્રોપદીજીને અપરકંકા નગરીમાં લેઈ આવ્યો અને લેઇ આવ્યા બાદ ભોગની પ્રાર્થના કરી ત્યારે દ્રોપદીજીએ જણાવ્યું કે ભરત ક્ષેત્રમાં દ્વારકા નગરીમાં મારા પતિના ભાઇ શ્રી કૃષ્ણ મહારાજા છે તે જો છ માસમાં મ્હારી ખબર

લેવા નહિ આવે તો હું ત્હારૂં કહેવું કરીશ. તે વખતે રાજાએ તે વાતનો સ્વીકાર કર્યો. સ્વીકાર કરીને દ્રૌપદીજીને કન્યાઓના અંતઃપુરમાં રાખે છે. તે વખતે દ્રૌપદીજીએ બે ઉપવાસના પારણે બે ઉપવાસનો ઘોર તપ ઉપસર્ગના નિવારણ માટે કર્યો પારણે આયંબિલ કરતી હતી. આવા ઘોર તપના પ્રભાવે પોતાનું કાર્ય સિદ્ધ થયું. સુશ્રાવિકા વિના ઉપસર્ગ નિવારણ માટે આવો ઘોર તપ કોણ કરી શકે? વળી કુમતિ કહે છે કે દ્રોપદીને સૂત્રમાં રાજકન્યા કહી છે પણ શ્રાવિકા નથી કહી. જો શ્રાવિકા હોત તો શ્રાવિકા કેમ કહી નહિ રાજકન્યા કેમ કહી? વાહરેવાહ કુમતિ? શું રાજકન્યા કહી એટલા માત્રથી શ્રાવિકાપણું ઉડી ગયું? અને એમ શ્રાવિકાપણું ઉડી જતું હોય તો શ્રી રાજીમતીને પણ રાજકન્યા કહી છે શ્રી મલ્લીનાથ ભગવાનને રાજકન્યા કહી છે. તો શું? તેમાંથી શ્રાવિકાપણું તથા સાધ્વીપણું ઉડી ગયું માનવું? આ કેવી બેહુદીવાત શ્રી ઉત્તરાધ્યયનમાં તો કહ્યું છે કે अह्सारायवर कन्ना सुट्ठिया नियम व्वए

ભાવાર્થ—તે રાજવરકન્યા નિયમ અને વ્રતને વિષે સારી રીતે રહી. વળી કુમતિ કહે છે કે દ્રોપદીએ પરણ્યા પછી સમકિત પામે છે કારણકે નિયાણાને યોગે પાંચ પતિ કર્યા નિયાણું પુરૂં થયું એટલે સમકિત પ્રાપ્ત થયું અને પૂજા તો પરણ્યા પહેલાં મિથ્યાત્વ અવસ્થામાં કરી છે માટે તે પ્રમાણ ગણાય નહિ.

અરે કુમતિ ? આ વાત ત્હારી બરાબર નથી. કારણકે નિયાણું તો આખા ભવ સુધીનું છે મંદ રસે બંધાએલા નિયાણામાં સમક્તિ પામવામાં વાંધો આવતો નથી. જેમ શ્રી કૃષ્ણ મહારાજાએ વાસુદેવપણાનું નિયાણું કરીને વાસુદેવ થયા વાસુદેવપણાનું નિયાણું આખા ભવ પર્યંતનું છે કેમકે ભવપર્યંત ભોગો ભોગવાય છે. છતાં તેમને મંદ રસનું નિયાણું હોવાથી સમક્તિ પામવામાં વાંધો આવ્યો નથી. અહિં કોઈ કુમતિ કહે છે કે જેમ શ્રી કૃષ્ણ વાસુદેવ થયા એટલે નિયાણું પુરૂં થયું ત્યારબાદ સમકિત પામ્યા છે તેમ દ્રોપદીએ પાંચ પતિ કર્યા એટલે નિયાણું પુરૂં થયું ત્યારબાદ સમકિત પામ્યા છે પણ આ વાત ખોટી છે કારણ કે શ્રી દશા શ્રુતસંધમાંજ નવમું નિયાણું દીક્ષાનું કહ્યું છે. જો ભવપર્યંતનું નિયાણું ન હોય તો તો દીક્ષા લીધી એટલે નિયાણું પુરૂં થયું માનવું પડે તો તો તે ભવમાં કેવળ જ્ઞાન ઉત્પન્ન થવું જોઈએ પણ સૂત્રકાર ભગવાન તો ના પાડે છે કે દીક્ષાના નિયાણાવાળો તે ભવમાં મોક્ષે ન જાય માટે નિયાણું આખા ભવ સુધી પહોંચે છે. પરંતુ મંદ રસે બંધાએલા નિયાણામાં સમકિત આદિ ગુણો પામવામાં વાંધો આવતો નથી ફક્ત એક કેવલ જ્ઞાન ન પામે માટે દ્રોપદીજીનું નિયાણું મંદ રસનું જ છે, તેથી બાલ્યાવસ્થામાં સમકિત પામી શકે છે. માત્ર સૂત્રના અક્ષર જોઈને ગુરૂગમ વિના જો તું અર્થ કરીશ તો આજ સૂત્રમાં ત્રીશ સ્થાનકમાં મહામોહનીય કર્મ બાંધે એમ

જણાવ્યું છે. મહામોહનીય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ સિત્તેર કોડાકોડીની છે તો શ્રી પ્રદેશી રાજાને સમકિત અને અણુવ્રતની પ્રાપ્તિ ન થવી જોઇએ કારણ કે તેમણે જીવહિંસા ઘણી કરી છે. તે તો શ્રી રાયપસેણી આગમમાં પ્રસિદ્ધ છે. તો તે મહામોહનીય કર્મ બાંધીને ઘણો કાલ સંસારમાં રઝળવો જોઇએ. પરંતુ સૂત્રકાર ભગવાને તો તેને એકાવતારી કહ્યો છે. આ મેળ કેવી રીતે મેળવશો? વળી દ્રોપદીજીએ સૂર્યાભદેવની માફક પૂજા કરી છે એમ જણાવ્યું આથી પણ તે દ્રોપદીજી સમકિતી સાબીત થાયજ છે વળી પરણવાના અવસરમાં શ્રી જિનપૂજા યાદ આવે છે એ પણ અતિ શ્રદ્ધાળુ આત્માનું લક્ષણ સુચવે છે. તે માટે શ્રી દ્રોપદીજી સુલભ બોધી હતી. માટે જિનપૂજા સાંભળી આવી છે. નહિ તો આવા અવસરે જિનપૂજા કોને સાંભરે? કહોને પ્રાયઃ કોઇને જ નહિ. અહિં કોઇ મૂર્ખ શિરોમણી કહે છે કે દ્રોપદીજીએ પૂજા એકવાર કરી છે. એમ કહ્યું છે. શું એટલા માત્રથી સમકિતી ઠરી જાય? આનો ઉત્તર આપતાં શ્રી શાસ્ત્રકાર ભગવંતો ફરમાવે છે કે, શ્રી દ્રોપદીજીએ એકવાર પૂજા કરી, એમેય કહ્યું છે ને! પરંતુ ખાવાનું તો એકેયવાર કહ્યું નથી. તો શું તેણીએ કદીયે ખાધું નહિ હોય? વળી તુંગીયાનગરીમાં શ્રાવકે સાધુને એકજવાર વંદન કર્યું છે તથા આણંદ કામદેવ આદિ શ્રાવકોએ ભગવાનને એકવાર વંદન કર્યું છે. એ કહ્યું છે. તો એ પરથી એમ સમજવું કે તેઓએ

દુઃખ પામશે જેમ કૌરવો દુઃખી થયા, પદ્મોત્તર રાજા પણ દુઃખી થયો. દ્રૌપદીના શરણે જવાથી બચી ગયો તેમ શ્રી જિનપૂજા નહિ માનનાર આ ભવમાં જૈન શાસનથી બાહ્ય થઇ જાય છે અને શ્રી જિનપૂજા અને પૂજા કરનારાની નિંદાથી થતા ઘોર પાપના યોગે ભવાંતરમાં બીચારાઓની શી ગતિ થશે ? એ તો ભગવાનજ જાણે બાકી અનંતજ્ઞાનીઓના વચનથી આપણે કહી શકીયે તેવા બીચારા ઘોર સંસારમાં રૂલનારાઓ છે દુઃખી દુઃખી થનારાઓ છે.

વળી કુમતિ પ્રશ્ન કરે છે દ્રૌપદી પરણ્યા પછી સમકિત પામી છે જો એમ ન હોય તો એ પાંચ પતિ કેમ કરે ? આ પ્રશ્નનો ઉત્તર આપતાં શ્રી શાસ્ત્રકાર ભગવંત ફરમાવે છે કે પાંચ પતિ નિયાણું કરીને આવી છે માટે થયા પણ એથી એણીને સમકિત પામવામાં કોણ બાધ કરી શકે ? જેમ શ્રી કૃષ્ણ મહારાજા નિયાણું કરીને આવ્યા હતા તે નિયાણાના યોગે જીંદગીપર્યંત ભોગ તજી શક્યા નહિ પણ તેમને સમકિત પામવામાં વાંધો આવ્યો ? નહિજ તેમ શ્રીમતી દ્રૌપદીના સંબંધમાં પણ સમજવું નિયાણાના યોગે પાંચ પતિ થયા વિના છુટકો નહિ. પણ એથી એણીને પરણ્યા પહેલાં સમકિત પામવામાં કંઇ વાંધો આવે નહિ. કારણકે નિયાણું મંદ રસનું હોય ત્યાં સમકિત પામવામાં વાંધો આવતો નથી એ વાત તો અમે પહેલા પણ કહી ગયા છીએ. માટે નવા નવા તુક્કા ઉઠાવવાને

માંડીવાળો અને પ્રભુના સન્માર્ગે આવીને કલ્યાણ સાધો એજ એક હિતાવહ છે. વળી વિચાર કરો કે દ્રૌપદીએ પૂજા કરી એમ કહ્યું ત્યારે જે દહેરાસરમાં પૂજા કરી તે દહેરાસર શ્રાવક વિના કોણ બંધાવે તેમાં શ્રી જિનેશ્વર દેવની પ્રતિષ્ઠા કોણ કરાવે? વિચારશો તો સમજાશે કે શ્રાવકે દહેરાસર બંધાવેલું હોવું જોઈએ પ્રતિષ્ઠા પણ શ્રાવકે કરાવેલી હોવી જોઈએ. અને પ્રતિષ્ઠા કરાવનાર કે દહેરાસર બંધાવનાર શ્રાવક પૂજા કર્યા વિના કેમ રહે? પણ પૂર્વગ્રહ અને મિથ્યાત્વનો સંબંધ છોડશો તો આ વાત સમજાશે. વળી કુમતિ કહે છે દ્રૌપદીએ જિન પૂજ્યા છે પણ પરણવા વેળાએ પૂજ્યા છે તેનું કેમ? વર માટે પૂજ્યા હશે ને? આનો ઉત્તર આપતાં શ્રી શાસ્ત્રકાર ભગવંતો જણાવે છે, કે પરણવા વેળાએ પૂજ્યા છે એથી વર માટે પૂજ્યા હશે? એમ ન કહેવાય. વર માટે નથી પૂજ્યા વરની માગણી નથી કરી પણ શક્રસ્તવ કહેતાં 'तिन्नाणं तारयाणं' ઇત્યાદિ પદથી આપ સંસારસાગર તરી ગયા મને તારો એટલે શિવપદ આપો એવી ભાવના રાખી છે, પણ વર મળે તો તમારા યાગ-ભોગ કરશું એમ કહ્યું નથી. તો ખોટું કલંક ચડાવીને શા માટે સંસાર વધારો છો. વળી કુમતિ કહે છે કે સૂર્યાભની માફક કૂવા વાવી ઉભાગ વિગેરે પણ દ્રૌપદીએ પૂજ્યા છે. એમ જે કહે છે તે અસત્ય છે. કારણ કે, 'जहसूरियाभो तहेव जिणपडिमा अच्चेइ' આ પાઠમાં સૂર્યાભદેવની પેઠે

જન્મમરણના રોગોથી ભય પામીને સંસારથી ઉદ્વિગ્ન થયા છે. જન્મમરણના દુઃખો ટાળવા માટે ભગવાન શ્રી નેમિનાથજી પાસે દીક્ષા લેવા તૈયાર થયા છે. માટે જેઓને તેની સાથે દીક્ષા લેવી હોય તેઓને મ્હારી રજા છે દીક્ષા લેનારાઓની પાછળ તેઓના સ્વજનો ધનાદિકના અભાવે દુઃખી થતા હશે તો તે સઘળાયની હું સાર સંભાળ લેઈશ પણ તે કારણે તમારે દીક્ષા લેતાં અટકવું નહિ. આથી શ્રી થાવચ્ચાપુત્રની સાથે એક હજાર પુરૂષો દીક્ષા લેવા માટે તૈયાર થઇ ગયા, શ્રી થાવચ્ચાપુત્રે એક હજારની સાથે દીક્ષા લીધી અહિં શ્રી કૃષ્ણ મહારાજાએ દીક્ષા લેનારાઓના ઘરની. ચિંતા કરી તેમાં શું કૃષ્ણ મહારાજાને હિંસાનો દોષ લાગે ? હરગીજ નહિ કારણકે અહિં શાસન પ્રત્યે સંયમ પ્રત્યે ભક્તિ છે. તેવી રીતે શ્રી જિનપૂજામાં પણ દોષ ન લાગે કેમકે જતના અને ભક્તિ છે. અહિં પ્રસંગે બીજી કેટલીક વસ્તુઓ અહિં સમજવા જેવી છે શ્રી કૃષ્ણ મહારાજા વાસુદેવની પદ્વીના ધારક હતા શ્રી જૈન શાસનના પરમ ઉપાસક હતા. સંયમના મહા રાગી હતા. પોતે તથાપ્રકારના કર્મને વશ હોવાથી દીક્ષા લઇ શકયા નથી પરંતુ સંયમ લેનારને સહાયભૂત થતા પણ આજની માફક વિઘ્ન કરતા નહિ. મહોત્સવ પોતે ઉજવતા સંયમ લેનાર ચાહે તો રાજા હો રાણી હો. યુવરાજ હો, શેઠ હો યા કોટવાળ હો કોઇપણ હો સૌને સંયમ લેવાની રજા આપતા એટલુંજ નહિ પણ

પાછળવાળાની સઘળીય ચિંતા પોતે કરતા. આ સંયમ ધર્મનો કેટલો બધો રાગ કહેવાય? કલ્યાણ કંઈ ગફલત થતું હશે? આવા રાજાઓ આશીર્વાદ રૂપ નીવડે એમાં નવાઈ? આ ઉપરથી આપણે પણ બોધ લેવા જેવો છે. આપણે સંયમ ન લઈ શકતા હોઈએ તોપણ લેનારને તન મન ને ધન સર્વ રીતે સહાયક બનવું પણ વિઘ્નકારક ન બનવું કારણકે સંયમ વિના આત્માનો નિસ્તાર નથી. સંયમીને સંયમ લેનારને સહાયક બનનાર પણ પોતાના ચારિત્ર મોહનીને હઠાવીને સંયમ પામીને અંતે શિવ સુખના ભોક્તા બને છે. સહાયક બનનારની સલાહ લેવા કોણ ન જાય? પણ સહાયક બનવાને બદલે વિઘ્નકારક બનવું અને આમને કેમ ન પૂછે? એ કંઈ સજ્જનની રીત છે? અસ્તુ. વળી શ્રી ઉવવાઈ સૂત્રમાં ભગવાન શ્રી મહાવીરદેવનું શ્રી કોણીક રાજાએ ખુબ આડંબરથી સામૈયુ કર્યું છે તથા શ્રી ભગવતીજીના તેરમા શતકના છઠ્ઠા ઉદ્દેશામાં કોણીકની માફક શ્રી ઉદાયન રાજાએ ભગવાનનું સામૈયું કર્યું છે તેનો અધિકાર આવે છે ચતુરંગી સેનાપૂર્વક ભગવાનનું સામૈયું કરનારા આ બેઉ રાજાને શું હિંસાનો દોષ લાગે? શું સામૈયું કરવામાં હિંસા નહિ થઇ હોય? અહિં જતના પણ રહી શકે? હિંસા પણ થઇ હોય. જતના પણ ન હોય છતાં એક ભક્તિના કારણે કહેવું પડશે કે ભક્તિનો લાભ મળે પણ હિંસાનો નહિ વળી શ્રી ભગવતીજીના બીજા શતકના

પાંચમા ઉદ્દેશામાં 'ण्हायाकयवलिकम्मा' આ પાઠથી ફરમાવ્યું છે કે તુંગીયા નગરીના અનેક શ્રાવકોએ શ્રી જિનપૂજા કરી છે બલિ કર્મથી અહિં શ્રી જિનપૂજા લેવાની છે કારણકે સુશ્રાવકો 'શ્રી જિનરાજ સિવાય અન્યદેવોની પૂજા કરનારા હોતા નથી. વળી શ્રી જ્ઞાત સૂત્રમાં શ્રી મલ્લિનાથ ભગવાનના અધિકારમાં પણ શ્રી મલ્લિનાથ ભગવાને પણ 'कय वलिकम्मा' પાઠથી શ્રી જિનપૂજા કર્યાનો અધિકાર આવે છે તથા 'अणण पडिमंकारेह' આ પાઠથી જાણી શકાય છે કે શ્રી મલ્લિનાથ ભગવાને પોતાની પ્રતિમા ભરાવી. અને તેમ હંમેસાં આહારનો કવળ મૂકયો તેમાં પણ જીવો ઉત્પત્તિ થાય છતાં તે હિંસામાં ગણાય નહિ. કારણ પોતાના ઉપર મોહિત થએલા રાજપુત્રોને પ્રતિબોધ માટેનો પ્રયાસ હતો એટલે આમાં સુભાવનાની પ્રધાન આવી. તેવી રીતે શ્રી જિનપૂજામાં પણ ભક્તિ ભાવનાની પ્રધાનતા છે માટે શ્રી જિનપૂજા એ હિંસા નથી પણ દયા છે. વળી શ્રી ઠાણાંગ સૂત્રના પાંચમા ઠાણાંગમાં પાંચ પ્રકારનો સંવર કહ્યો છે. ૧ સમ્યક્ત્વસંવર. ૨ વિરતિ સંવર. ૩ અપ્રમાદ સંવર ૪ અકષાયતા સંવર. અને અયોગતા સંવર. જે સ્વામિવાત્સલ્ય. ચારિત્ર લેનારના ઘરનો નિર્વાહ. તથા સામૈયાં સમકિત સંવરની કરણીમાં આવે તેમ શ્રી જિનપૂજા પણ સમ્યક્ત્વ સંવરની કરણીમાં આવે તો તેવી પૂજાને હિંસા કેમ કહેવાય?

વળી એમ પણ સૂચવાયું કે જે સમકિતી દેવતાઓ સમકિત સંવરના માલીક છે, તેઓને અધર્મી કેમ કહેવાય? જો સર્વ દેવોની તમામ કરણીને અધર્મ માનીયે તો માનો કે શ્રી તીર્થંકર દેવને સુસાધુને અથવા સુશ્રાવકને કોઇ દેવતા ઉપસર્ગ કરે અને કોઇ દેવતા ઉપસર્ગ નિવારણ કરવા રૂપ સેવા કરે તો શું બેઉને સરખું ફળ આવે? શું બેઉ અધોગતિમાં જાય? કોઇ શિષ્ય મરીને દેવ થયો અને તે દેવ પડતા ગુરૂને ચારિત્રમાં સ્થિર કરે તો શું તે દેવને અધર્મી માનવો? માનો કે ગુરૂએ કાળ કર્યો, તો હવે તે મરીને તમારા મતે દેવ ગતિમાં ઉત્પન્ન થઇ શકે નહિ કારણકે દેવ ગતિમાં સમકિતી દેવ પણ છે અને મિથ્યાત્વી દેવ પણ છે. હવે જો તે સમકિતીમાં ઉત્પન્ન થાય તો શ્રી સૂર્યાભની માફક શ્રી જિનપૂજા કરે, અને મિથ્યાત્વી કહેતાં તમારી જીભ ચાલશે નહિ. મનુષ્ય પણ થાય નહિ કારણકે તમે તમારા ગુરૂને ચારિત્રીયા માનો છો. તે મરીને મનુષ્ય થાય નહિ. અને હાલમાં ક્ષેત્રની અપેક્ષાએ સિદ્ધિ ગતિમાં તો કોઇ જઇ શકે નહિ, માટે સિદ્ધ થયા પણ મનાય નહિ. માટે અમોને તો શંકા છે કે તમારા ગુરૂ મરીને કઇ ગતિમાં ઉત્પન્ન થાય? મરી ગયા પછી તમે તમારા ગુરૂને વંદન શું કામ કરો છો? હવે તમારા ગુરૂ ક્યાં છે? માત્ર મડદું છે. જડ છે ગુરૂનું મડદું જડ છે છતાં તેને વંદન પૂજન સત્કાર કરો છો અને ભગવાનની પ્રતિમા જડ છે એમ કહીને અવગણના કરો છો તો

નામ ગણાવ્યા છે તેમાં પૂજાને પણ દયા ઓળખાવી છે. પણ હિંસાના નામોમાં પૂજાનું નામ નથી શ્રી સૂયડાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના બીજા અધ્યયનમાં તેર ક્રિયાના અધિકારમાં પ્રથમ 'अद्वादंडे' અર્થ દંડ કહ્યો છે એટલે પ્રયોજનથી હિંસા થાય તેને અર્થ દંડ કહ્યો છે જો પૂજા હિંસા કહેવાતી હોત તો તેને અર્થ દંડમાં ગણાવતને ? પણ ગણાવેલ નથી માટે પુજા હિંસા નથી પણ અહિંસા છે. તમે કદાચ કહેશો કે અર્થ દંડમાં પૂજાનો અધિકાર આવ્યો નથી માટે જિન પૂજા નહિ કહી હોય? પણ એમ નથી. શ્રી સૂયડાંગ સુત્રમાં નાગ, ભૂત, જક્ષ આદિ માટે કરાયેલી પૂજાને હિંસા કહી છે પણ શ્રી જિનરાજ માટે કરાએલી પૂજાને હિંસા કહી નથી માટે પૂજાનો અધિકાર તો કહ્યો છે પણ શ્રી જિન પૂજાને હિંસામાં ગણી નથી કારણકે જે યોગ્ય હોય તે કહેવાય, અયોગ્ય કેમ કહેવાય?

શ્રી આચારાંગ સુત્રના પ્રથમ શ્રુત સ્કંધના પ્રથમ અધ્યયનના પ્રથમ ઉદ્દેશામાં 'चेइयमहेराइवा' પાઠથી ચૈત્યના મહોત્સવ કર્યાના અધિકાર આવે છે. એમ ઠેકાણે ઠેકાણે અધિકાર આવે છે. શ્રી ઉવવાઇ સુત્રમાં ચંપાનગરીના વર્ણનમાં પાડે પાડે દહેરાં કહ્યાં છે અને ઠેકાણે ઠેકાણે શ્રી ઉવવાઇ સુત્રની ભલામણ કરવામાં આવે છે એ ઉપરથી સઘળાય નગરોમાં શેરીએ શેરીએ શ્રી જૈન મંદિરો હતા એમ સાબીત થાય છે. આજે ગામ આપણી સગી આંખે જોઇ શકીએ છીએ, કે

તે વખતે સાધુ નદીમાં તણાતી સાધ્વીને બ્હાર કાઢે એમાં શું સાધુને હિંસાનો બંધ થાય? ના, કારણ કે એક તો ભગવાનની આજ્ઞા છે બીજુ સાધ્વીનો બચાવ છે અને જલના જીવો ઉપર દયા ભાવછે. તેમ શ્રાવકને પણ પ્રભુ પૂજા કરતાં ફુલ-દીપ આદિ જીવો ઉપર કરૂણા ભાવ છે. ભગવાનની ભક્તિ છે જતના છે તારક પ્રત્યેની કૃતજ્ઞતા છે. માટે હિંસાનો બંધ કદાપિ થાય નહિ. અહિં કોઇ કુમતિ કહે છે. મિથ્યાત્વ ગુણઠાણે રહેલો પૂજા કરે એને શું ફાયદો?

આના ઉત્તરમાં શ્રી શાસ્ત્રકાર મહારાજા ફરમાવે છે કે શ્રી વિપાક સૂત્રમાં સુબાહુ કુમારનો અધિકાર આવે છે શ્રી સુબાહુકુમાર ભદ્રિક હતા, પ્રથમ ગુણસ્થાનકે હતા છતાં સુપાત્રદાનના પ્રભાવે શુભ પુણ્યના ભાગી થયા. અલ્પ સંસારી થયા. શુભ ફલને પામ્યા તેમ મિથ્યાત્વી પણ ભદ્રિક સ્વભાવવાળો જીવ ભગવાન શ્રી જિનેશ્વર દેવની પૂજાથી શુભ ફલને પામે અલ્પ સંસારીપણાને આ ફલ કંઇ જેવું તેવું નથી. તમે કદાચ એવી શંકા કરશો કે દાનનું ફળ કહ્યું છે પણ જિન પૂજાનુ ફલ કયાં કહ્યું છે? તેના સમાધાનમાં સમજવું કે જેમ દાનના ઉપલક્ષણથી શીલ, તપ આદિનું ફલ લહીએ તેમ ઉપલક્ષણથી શ્રી જિન પૂજાનું ફલ પણ લેઇ શકાય. યદ્યપિ શ્રી મહાનિશીથ સૂત્રમાં શ્રી જિન પૂજાનાં ફળ પ્રગટ પણે કહ્યા છે પણ કુમતિ માનતો નથી માટે ઉપલક્ષણથી અહિં પૂજાનાં ફળ બતાવ્યાં છે.

રહી હોય એવી દેખાય છે. તે શ્રી જિન આતમાઓની આગળ ૧૦૮ ઘંટાઓ છે. ૧૦૮ ચંદનના કલશો છે. ૧૦૮ ભૃંગારો છે આ પણ કલશ વિશેષ છે. ૧૦૮ દર્પણો છે. ૧૦૮ થાલા છે ૧૦૮ પાત્રી તે ભાજન વિશેષ છે ૧૦૮ સુપ્રષ્ઠિ છે આ પણ ભાજન વિશેષ છે. ૧૦૮ મનોગુલીકા છે. પિઠિકા વિશેષ જાણવી. ૧૦૮ વાત કરક છે એટલે જલવિનાના કુંભો શોભતા છે. વિચિત્ર વિવિધ પ્રકારના ૧૦૮ કરંડીઆ છે. ૧૦૮ રત્નના પૂંજ છે. ૧૦૮ પુષ્પની ચંગેરી છે એટલે છાબડી છે. ૧૦૮ પુષ્પ પડલની ચંગેરીઓ છે. ૧૦૮ તેલના ડાબડાઓ ૧૦૮ ધૂપના કડછાઓ છે ઈત્યાદિ પૂજાની સામગ્રી લેઇને દેવતાઓ ભગવાનની પૂજા પોતાના વિમાનમાં પોતાના હાથે કરે છે. વળી શુભાદિકમાં બહુમાન કરે છે. દેવતાઓ પ્રભુ પ્રતિમાનું દર્શન કરતાં ભાવના ભાવે છે કે આપણને પ્રભુના દર્શનનો અપૂર્વ લાભ મલ્યો. પ્રભુનું દર્શન કલ્પવૃક્ષના ફૂલ કરતાં મીઠું લાગે છે આ પ્રભુની ભક્તિ યા પ્રભુની પ્રતિમા સંસારસાગર તરવાને નૌકા સમાન છે. આ પ્રમાણે ભવભિરૂ દેવતાઓ આશ્ચર્યપૂર્વક પ્રભુના અનંતગુણોને વિષે ગુણ રાગથી મગ્ન બની જાયછે ધર્મ ધ્યાનમાં મન સાચું રાખીને પ્રભુ આગળ નાટારંભ કરે છે. એકતાનથી. પ્રભુની ભક્તિ કરતાં શિવ રાણીને વશ કરી લે છે. આ પ્રમાણે શ્રી નંદીશ્વર આદિ દ્વીપોમાં શાશ્વત જિનેશ્વરોની પૂજા કરીને પોતાના જન્મને સફલ કરે છે

# પુષ્પ પૂજાનો પરમ પ્રભાવ

બલીયો સાથ મળે થકે ચોરતણું નહિ જોર
જિનપદ ફૂલે પૂજતાં નાશે કર્મ કઠોર.

પંડિત શ્રી વીરવિજયજી માહરાજા.

ભાવાર્થ, જેમ આપણી સાથે બલવાન સાથીદાર હોયતો ભયંકર અટવીમાં પણ ચોરનું કંઈ જોર ચાલે નહિ, તેમ આ સંસાર અટવીમાં જો ભગવાન શ્રી જિનેશ્વર દેવના ચરણકમલો ફુલથી પૂજિયે તો કઠોર કર્મચોરો પણ ભાગીજાય અને મહા બલવાન સાથીદાર ભગવાન શ્રી જિનેશ્વર દેવના પ્રતાપે સુરક્ષિત જ્ઞાનાદિ ધન લેઈને આપણે નિર્વિઘ્નપણે મોક્ષનગરમાં પહોંચી જઈએ.

અનાદિ અનંત એવા આ સંસારમાં અનંતા અનંત સંસારી પ્રાણીઓ છે. તેમાંથી જે તીર્થંકર પદ પામવાને જે લાયક પુણ્યાત્માઓ હોય છે તેજ પુણ્યાત્માઓ તીર્થંકરપદ પામવાના ભવથી પૂર્વે ત્રીજા ભવમાં શ્રી અરિહંતાદિક વીશ સ્થાનકની યા કોઈપણ સ્થાનકની આરાધના કરતાં જગતના સઘળાય જીવોને શાસન રસીક બનાવવાની સુભાવનાના પ્રતાપે તીર્થંકરપદ ઉપાર્જન કરી વચમાં એક ભવ દેવનો યા નર્કનું આયુષ્ય બાંધ્યું હોયતો નર્કનો કરીને તીર્થંકર પણે રાજ કુલમાં જન્મે છે. જેઓ ગર્ભથીજ મહા જ્ઞાન સહિત હોય છે. જેઓ ગર્ભથીજ ઇંદ્રાદિ દેવોને પૂજ્ય બને છે. ભોગાવળી કર્મ ક્ષીણ થયે, રાજ્યાદિ સર્વનો ત્યાગ કરીને દીક્ષાલેછે. ઘાતિકર્મનો નાશ કરીને કેવલજ્ઞાન પામીને ધર્મતીર્થની સ્થાપના કરેછે.

અને જગતને કલ્યાણ કરનારો સમ્યગ્ દર્શન જ્ઞાન અને ચારિત્ર રૂપ મોક્ષ માર્ગ બતાવે છે આથી શ્રી તીર્થંકર દેવોનો જગત ઉપર મહા ઉપકાર છે, અજોડ ઉપકાર છે. શ્રી તીર્થંકર પદને પામેલા ભગવંતોને શ્રી જિનેશ્વર દેવો કહેવાય છે કારણકે અવધિજિન, મનઃપર્યવજિન, શ્રુતકેવળીજિન, અને સર્વજ્ઞજિન એમ ચાર પ્રકાર જિનના છે. તે ચારેય જિનોના સ્વામી શ્રી તીર્થંકરદેવો છે. મહા ઉપકારી શ્રી જિનેશ્વર દેવોની પૂજા આપણા આત્માના કલ્યાણ માટે કરવાની છે. પૂજાના બે પ્રકાર છે દ્રવ્ય અને ભાવ. ભગવાન શ્રી જિનેશ્વર દેવોની આજ્ઞા મુજબ સઘળાય સંસારનો ત્યાગ કરીને યાવજ્જીવ સંયમ જીવન જીવવું એ ભગવાનની ભાવ પૂજા છે. ભાવપૂજા કરવાને અસમર્થ છતાં ભાવપૂજામાં આવવા માટે ગૃહસ્થોએ ભગવાનની ઉત્તમ ઉત્તમ પ્રકારના વિવિધ દ્રવ્યોથી દ્રવ્યપૂજા કરવાની છે. ચંદન આદિ દ્રવ્યપૂજાના અનેક પ્રકારમાં શ્રી શાસ્ત્રકાર ભગવંતોએ પુષ્પ પૂજાનો પણ એક પ્રકાર બતાવ્યો છે. પુષ્પ પૂજામાં પુષ્પો કેવા જોઈએ? તાજા સુગંધિદાર, પણ સુગંધ વિનાના કરમાઈ ગયેલા વાસી કે ભોંયે પડી ગયેલા ન જોઈએ કારણકે આપણામાં ઉત્તમ ભાવ પેદા કરવા માટે ભક્તિ છે. જો ઉત્તમ દ્રવ્યો હોય તો ઉત્તમ ભાવ પેદા થાય ઉત્તમ દ્રવ્યો ન હોય તો ઉત્તમ ભાવ તો પેદા ન થાય પણ વાસી કરેલા ભોંય પડી ગયેલ એવા દ્રવ્યોથી પૂજા કરતાં ભગવંતની આશાતનાનું ઘોર પાપ લાગે એથી ભવાંતરમાં દુર્ગતિ થાય. આ વાતને સ્પષ્ટ કરવા એક દૃષ્ટાંત શ્રી ભાવવિધિમાં આપ્યો છે તે આપવામાં આવે છે.

કામરૂપ નામનું એક નગર છે. તેમાં એક ચંડાલને ઘરે એક પુત્રનો જન્મ થયો. કોઇ વૈરીવ્યંતર દેવે તે પુત્રને લેઇને વનમાં મૂકી દીધો. એવામાં તે નગરનો રાજા રવવાડીએ નીકળ્યો, તે રાજાએ પોતાને પુત્ર ન હોવાથી તે ચંડાલના પુત્રને જોઇને પોતાના પુત્ર તરિકે ગ્રહણ કરીને તેનું પુણ્યસાર નામ રાખ્યું. પુણ્યશાળી પુણ્યસારને યુવાવસ્થામાં પિતાએ રાજ્ય આપીને સંયમ સામ્રાજ્ય લીધું. કેટલાક કાળ પછી કેવળ જ્ઞાન પામેલા પિતા મુનિવર જે કામરૂપનગરના રાજા હતા તે ત્યાં આવ્યા. રાજા પુણ્યસાર શ્રી કેવળી ભગવાનને વાંદવા ગયો. પુણ્યસાર રાજાની માતા ચંડાલી પણ ત્યાં આવી રાજા પુણ્યસારને જોઈને તેણીના સ્તનમાંથી દૂધ ઝરવા લાગ્યું. રાજા પુણ્યસારે કેવળી ભગવાનને તેનું કારણ પૂછ્યું. શ્રી કેવળી ભગવાને કહ્યું કે આ ત્હારી માતા છે. વનમાં પડેલા ત્હને મેં મ્હારા પુત્ર તરિકે લીધો હતો. હે ભગવાન્ હું કયા કર્મથી ચંડાલ થયો? રાજા પુણ્યસારે પ્રશ્ન કર્યો. શ્રી કેવળી ભગવાને ઉત્તરમાં જણાવ્યું કે હે રાજન્ તું પૂર્વ ભવમાં એક વ્યવહારીયો હતો. તેં જાણવા છતાં ભગવાનની અવજ્ઞાથી ભોંયે પડેલું ફૂલ શ્રી જિનેશ્વર દેવને ચઢાવ્યું. તે દુષ્કર્મના ઉદયથી તું ચંડાલ થયો. શ્રી શાસ્ત્રકાર ભગવતે કહ્યું છે કે જે એઠું, ફળ-ફૂલ નૈવેદ્ય ભગવાનને ચઢાવે તે નીચગોત્રકર્મ ઉપાર્જન કરે. ત્હારી માએ પૂર્વભવમાં રજસ્વલા હોવા છતાં પુજા કરી હતી. તે કુકર્મથી તે ચંડાળી થઇ છે. આ દાખલાથી તમોને સમજાયું હશે? કે તાજા, સુગંધિ, ભૂમિ પર નહિ પડેલા એવા કમલ આદિ ઉત્તમ પુષ્પોથી ભગવાનની પૂજા કરવી જોઇએ. શરૂપ

હોય તો સોના-ચાંદીના ફૂલોથી પૂજા કરીયે, નહિતો ઉત્તમ પુષ્પોથી પૂજા કરીયે. પુષ્પ પૂજાથી ભાવની વૃદ્ધિ થતાં શ્રી નાગકેતુકુમાર કેવલ જ્ઞાન પામે છે શ્રી કુમારપાળ મહારાજા માત્ર પાંચ કોડીના પુષ્પોથી અઢાર દેશના રાજા થયા છે. આ વાતો તો શ્રી જૈન શાસનમાં અતિ પ્રસિદ્ધ છે. ઉત્તમ દ્રવ્યોથી ઉત્તમ ભાવે ભક્તિ કરતાં ઉત્તમ ફળ આવે એ સ્વભાવિક છે. આ વિષયમાં શ્રી ધર્મદત્ત રાજાનો દાખલો આપવામાં આવે છે. એક રાજપુર નામનુ નગર હતું તે નગર અનેક રૂપાનાં શ્રી જિન મંદિરોથી શોભતું હતું. તે નગરમાં શ્રી રાજધર નામનો રાજા રાજ્ય કરતો હતો. તે રાજાને પ્રીતિમતી પ્રમુખ પાંચશો રાણીઓ હતી.

ભોગાવલી કર્મના ઉદયે પુરૂષો એકથી અનેક કુંવારીકાઓ પરણે તો પણ તે વ્યભિચારી ન કહેવાય કારણકે તે સ્વપરણીત સ્ત્રીઓનો ભોક્તા છે. યદ્યપિ એકથી અધિક બીજી સ્ત્રીઓ કરવી એ દોષ તો છેજ, પણ તે અતિચાર રૂપ દોષ છે પણ અનાચાર રૂપ દોષ નથી. અને તેથી તે વ્યભિચારી ન કહેવાય પરંતુ સ્ત્રી જો બીજો પતિ કરે તો તે વ્યભિચારીણી બને છે કારણકે અપરણીત પતિને વરેલી કન્યાને તો પોતાના એક પતિ સિવાય સઘળાય પરપતિ કહેવાય છે માટે સ્ત્રી ફરી પરણી શકતી નથી. કદાચ દુષ્કર્મના ઉદયે તે પરણે તો તે વ્યભિચારીણી કહેવાય પણ શીલવતી ન કહેવાય. નીતિકારોએ પણ કહ્યું છે કે "सकृत् दीयते कन्या" કન્યા એકવાર દેવાય બીજીવાર ન પરણાવાય અસ્તુઃ મૂલ વાત તો એ છે કે શ્રી રાજધર રાજાને પ્રીતિમતી પ્રમુખ પાંચશો રાણીઓ હતી.

તેમાં એક પ્રીતિમતીને પુત્ર નહિ હતો આથી તે હૃદયમાં દુઃખ ધારણ કરતી હતી. પણ ભાગ્યાધીન વસ્તુમાં ખેદ કરવો નકામો છે. બીજી રાણીઓને પુત્ર હોવાથી આનંદ પામતી હતી.

ખરેખર મોહાંધ આત્માઓ જ્યારે અનુકુલ પદાર્થનો સંયોગ થાય છે ત્યારે આનંદ પામે છે અને જ્યારે પ્રતિકુલ પદાર્થનો સંયોગ થાય, યા અનુકુલ પદાર્થનો સંયોગ ન થાય, યા તો અનુકુલ પદાર્થનો વિયોગ થાય ત્યારે રોવા બેસી જાય છે. ક્ષણમાં હસાવનાર, ક્ષણમાં રોવડાવનાર એવા મોહ રાજાથી ખૂબજ સાવધ રહેવાની જરૂર છે. અસ્તુ.

પુત્ર માટે પ્રીતિમતીએ અનેક માનતાઓ કરી પણ તે નિષ્ફળ નીવડી ત્યારે તેના દુઃખનો પાર ન રહ્યો.

અહિં એ યાદ રાખવાનું છે કે પુત્રાદિક માટે માનતાઓ કરવી એ શ્રી જૈન શાસનમાં અઢારમું પાપ મનાયું છે. માટે તે તજવા યોગ્ય છે. જ્યાં સુધી પોતાના અંતરાય કર્મો ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિમાં વિઘ્નરૂપ હોય ત્યાં સુધી માનતા પણ ફલીભુત ન થાય અને પાપ તો લાગેજ કદાચ અંતરાય તુટયો હોય તો માનતા ફલીભુત પણ થાય. પણ માનતા કરવી એતો પાપજ છે; માટે તે તજવા યોગ્ય છે.

કોઇક વેળાએ પોતાના ઘરમાં એક હંસનું બચ્ચું રમતું હતું, રાણી પ્રીતિમતીએ તે બચ્ચાને પોતાના હાથમાં લીધું. તોપણ નિર્ભયપણે હંસના બચ્ચાએ મનુષ્યવાણીથી કહ્યું કે હે ભદ્રે! હું સ્વેચ્છાએ રમતો હતો તો તેં મ્હને રમવાના રસથી શા માટે પકડયો, સ્વેચ્છાએ રમનારને બંધનમાં રહેવું એ મરવા બરોબર છે,

પરમાત્માના સમ્યગ્ ધર્મની ઉપાસનામાં લાગી જા કે જેથી તારા આ ભવના અને પરભવના મનોવાંછિત પૂરાય. આટલું કહીને હંસ ઉડીને ક્યાંય રવાના થઇ ગયો.

એ પછી પ્રીતિમતી રાણી પુત્ર પ્રાપ્તિની કંઇ આશા થવાથી ખૂબ ખુશી થએલી સદ્ગુરુ પાસે આવી ધર્મનો સ્વીકાર કરે છે જેમ આ રાણીએ હંસની વાત ધ્યાનમાં લઇને મિથ્યાત્વનો ત્યાગ કરીને જૈન ધર્મ સ્વીકાર્યો તેમ વાંચક મહાશયોએ ધ્યાનમાં લઇને એક વીતરાગ પરમાત્માના કથિત ધર્મની આરાધનામાં લાગી જવું જોઇએ.

શ્રી પ્રીતિમતી રાણી શુદ્ધ દેવ ગુરૂ અને ધર્મની શ્રદ્ધાવાળી ત્રિકાળ શ્રી જિન પૂજન કરતી અનુક્રમે શ્રી સુલસા મહાસતી જેવી ધર્મમાં દૃઢ બની ગઇ.

એક વખતે શ્રી રાજધર રાજાને ચિંતા થઇ આવી કે હજુ પટ્ટરાણીને એકેય પુત્ર થયો નથી બીજી રાણીઓમે સેંકડો પુત્રો છે એમાં રાજ્ય લાયક કોણ હશે? રાજા આ પ્રમાણે ચિંતામાં છે ત્યાંતો સ્વપ્નમાં જાણે સાક્ષાત ન હોય! તેમ કોઇ દિવ્ય પુરૂષ આવીને કહે છે કે તું પુત્ર ચિંતા ન કર માત્ર કલ્પવૃક્ષની માફક વાંછિત દાતા એક શ્રી જૈન ધર્મની આરાધના કર જેથી આભવ અને પરભવના તારા મનોવાંછિત પૂરાય.

આ પ્રમાણે સ્વપ્ન જોવાથી રાજા રાજધર પવિત્ર થઇને શ્રી જિન પૂજાદિ કરવા દ્વારા શ્રી જૈન ધર્મની આરાધના કરવા લાગ્યો. આવું સુંદર સ્વપ્ન જોયા બાદ કોણ આળસ કરે?

પછી કોઇ વખતે હંસ જેમ સરોવરમાં આવે તેમ પ્રીતિમતીની કુક્ષીરૂપ સરોવરમાં કોઇ ઉત્તમ જીવ આવીને અવતર્યો તે પ્હેલાં રાણીને સ્વપ્નમાં શ્રી અરિહંત ભગવાનની પ્રતિમા દેખાઇ હતી.

મણિ રત્નમય શ્રી જિન મંદિર કરાવવું અને શ્રી જિન પ્રતિમા કરાવવી તથા શ્રી જિન પૂજા કરાવવી ઇત્યાદિ શુભ મનોરથો ગર્ભના પ્રભાવે રાણીને થયા.

પુણ્યવાન જીવો જ્યારે ગર્ભમાં આવવાના હોય છે ત્યારે માતાને સ્વપ્નો સારા આવે છે અને પછી ગર્ભના પ્રભાવે મનોરથો પણ સારા થાય છે.

પાપી જીવ આવે છે ત્યારે સ્વપ્નો ખરાબ આવે છે અને મનોરથો પણ માતાને ખરાબ થાય છે સ્વપ્ન અને મનોરથ ઉપરથી ગર્ભમાં કેવો જીવ આવ્યો છે? પુણ્યવંત કે પાપી એનું અનુમાન થઇ શકે છે. જેવા ફૂલ થવાના હોય તેવા ફૂલ થાય છે તેમ જેવા જીવો જન્મવાના હોય તેવા સ્વપ્નો અને મનોરથો થાય છે

મનમાં ચિંતવે કે દેવોને કાર્યસિદ્ધિ થઇ જાય છે. રાજાઓને મુખમાંથી વચન નિકળતાંજ કાર્યસિદ્ધિ થઇ જાય છે ધનવાનોને ધનથી કાર્યસિદ્ધિ થતાં વાર લાગતી નથી. બીજાઓને કાર્ય સિદ્ધિમાટે જાત મહેનત કરવી પડે છે. છતાં કાર્યસિદ્ધિ થાય પણ અને ન પણ થાય.

યદ્યપિ પુણ્ય પાપના વિચાર વિનાના અવિવેકી આત્માઓ બોલે છે કે સૌએ જાત મહેનત કરીનેજ ખાવું જોઇએ. ખો!

બેઠા ખાતાના દહાડા વહી ગયા છે. આવું આવું બોલાય છતાં પુણ્યવાનોને પુણ્ય પ્રતાપે જાત મહેનત કર્યા વિના પણ દિવસો સુખમાં પસાર કરે જાય છે ત્યારે પુણ્ય વિહૂણાંઓ જાત મહેનત કરવા છતાંય દુઃખમાં દહાડા પસાર કરે છે. માટે સત્ય ધર્મની આરાધના તરફ લક્ષ જવું જોઈએ. બોલવા માત્રથી કે કોઈની ઈર્ષા કરવા માત્રથી કંઈ વળવાનું નથી.

પ્રીતિમતી રાણીના મનોરથો પૂરવા મુશ્કેલ હતા છતાં રાજાએ તુર્ત પૂરી દીધા

રાણીને અવસરે પુણ્યવાન પુત્રનો જન્મ થયો.

રાજાએ ઘણાજ હર્ષથી પુત્રનું મહા મહોત્સવ પૂર્વક 'ધર્મદત્ત' એવું નામ પડયું.

એક વખતે મહામહોત્સવ પૂર્વક પુત્ર ધર્મદત્તને શ્રી જિન મંદિરે લેઈ જઈને ભગવાનના દર્શન કરાવીને ભેટણું મૂકે તેમ પુત્રને મૂક્યો. તે વખતે ખૂબ ખૂબ ખુશ થએલી પ્રીતિમતી રાણીએ પોતાની સખીને કહ્યું કે, હે સખી! તે ચતુર હંસે ચિત્તમાં ચમત્કાર પેદા કરે તેવો મ્હારો ખૂબજ ઉપકાર કર્યો. તેના કહેવા મુજબ કરતાં મ્હને નિર્ધનને નિધાન પ્રાપ્ત થાય તેમ બે રત્નો પ્રાપ્ત થયા એક તો શ્રી જિનધર્મ અને બીજું પુત્ર રત્ન પ્રાપ્ત થયું.

માતા જ્યાં આ પ્રમાણે બોલે છે ત્યાં તો પુત્રને મૂર્ચ્છા આવી ગઈ અને તેથી માતાને પણ મૂર્ચ્છા આવી ગઈ હાહાકાર વર્તાઈ ગયો રાજા વિગેરે આવ્યા. શિત ઉપચાર કરતાં મૂર્ચ્છા દૂર થઈ, બેઉ જણ સચેતન બન્યા. સર્વત્ર વધામણી થઈ.

રાજપુત્ર ધર્મદત્તને મહોત્સવ પૂર્વક ઘરે લેઇ ગયા શરીર સારૂં રહ્યું. વારંવાર સ્તનપાન કર્યું પણ બીજા દિવસે સ્તનપાન ન કર્યું અને દવા વિગેરે કંઇ પણ લીધું નહિ.

આથી રાજા રાણી આદિ સૌ દુઃખી થયા. તે વખતે જાણે બાળકના પુણ્યથીજ ખેંચાઇને આવ્યા ન હોય તેમ એક મહા મુનિવર પધાર્યા. પ્રથમ બાલકે પ્રણામ કર્યા પછી રાજાદિએ પ્રણામ કરીને પૂછ્યું કે આ બાળક દૂધ પણ કેમ લેતો નથી? ગુરૂમહારાજાએ કહ્યું કે તમો બીજી કોઇ શંકા ન રાખતાં આ બાલકને ભગવાન શ્રી જિનેશ્વરદેવના દર્શન કરાવો એટલે તે સ્તનપાન કરશે. એ પછી તે બાલકને દર્શન કરાવાથી તે બાલક સ્તનપાન કરવા લાગ્યો. આથી આશ્ચર્ય પામેલા રાજા કહે છે કે આ શું ચમત્કાર છે? તે વખતે ગુરૂમહારાજ તેનો પૂર્વ ભવ કહે છે.

પુરિકા નામની એક નગરી હતી તે નગરીમાં કૃપાણ કૃપ નામનો રાજા હતો. તે રાજાને બૃહસ્પતિ જેવો ચિત્રમતિ નામનો મંત્રી હતો. તે મંત્રીને કુબેર જેવો વસુમિત્ર નામનો શેઠ મિત્ર હતો. તે શેઠને એક ધનાઢ્ય સુમિત્ર નામનો વણિક પુત્ર મિત્ર હતો. તે સુમિત્રને એક ધન્ય નામનો સેવક હતો. તે ધન્ય એક વખત સરોવરમાં ન્હાવા ગયો હતો તે સરોવરમાં જલક્રીડા કરતાં તેને એક હજાર પાંખડીવાળું દિવ્ય કમલ પ્રાપ્ત થયું. તે પછી તે ધન્ય તે સુંદર કમલ લેઇને ખુશ થઇને ત્યાંથી પાછો વળ્યો. જતાં માર્ગમાં તેને માળાની ચાર કન્યાઓ મળી. તે કન્યાઓ પૂર્વના પરિચયવાળી હોવાથી

સુંદર કમળ જોઇને ધન્યને કહ્યું કે, આવું કમલ અહિ મળવું દુર્લભ છે માટે જે તે પાત્રમાં આનો ઉપયોગ કરતો નહિ કોઇ લાયક પાત્રમાં આ ઉત્તમ કમલનો ઉપયોગ કરજે. ધન્યે પણ કહ્યું કે હું કોઇ ઉત્તમ પાત્રમાં આનો ઉપયોગ કરીશ.

પછી ધન્યે વિચાર કર્યો કે મ્હારો સ્વામી સુમિત્ર આ કમલને લાયક છે. કારણકે એના આધારે હું જીવું છું માટે તેને પૂજ્ય માનતો તેની પાસે જઇને વિનય પૂર્વક સુમિત્રને કમલ ભેટમાં આપ્યું. સુમિત્રે કહ્યું કે મ્હારા શેઠ વસુમિત્ર આ કમલને માટે લાયક છે કારણકે મ્હારા ઉપર એમના ઘણા ઉપકાર છે. જીંદગી સેવા કરૂં તો પણ તેમના રૂણથી હું મુક્ત થાઉં નહિ.

શેઠે એમ કહેવાથી ધન્યે તે કમળ વસુમિત્ર શેઠને આપ્યું. વસુમિત્ર શેઠે પણ કહ્યું કે મ્હારા સઘળાય કાર્યો સફલ કરનાર ચિત્રમતિ મંત્રી સૌથી શ્રેષ્ઠ છે તે આ કમલને માટે લાયક છે. શેઠે એમ કહ્યું ત્યારે ધન્યે મંત્રીને નજરાણામાં કમલ આપ્યું. મંત્રીએ કહ્યું કે મ્હારા કરતાં રાજા કૃપ આ કમલને માટે લાયક છે કારણકે તે પ્રજાનો પાલક છે. મંત્રીના કહેવાથી તે કમલ ધન્ય શ્રી કૃપરાજાને ભેટ કરતો હતો. શ્રી કૃપરાજા શ્રી જિનેશ્વરદેવ અને સદ્ગુરૂઓની સેવામાં શ્રેય માનનારો હતો તેથી તેમની સેવામાં રક્ત હતો આથી રાજાએ જણાવ્યું કે મ્હારા જેવા કંઇક રાજાઓ જેમના ચરણ કમલમાં ભમરની માફક લીન થઇ જાય છે તેવા સદ્ગુરૂ એજ સૌથી શ્રેષ્ઠ છે. પણ તેમનો યોગ મલવો ખુબજ દુર્લભ છે. તેવા સદ્ભાગ્યે

પાર કરી લીધો. હે વેપારીઓ તમોને આવો વ્યાપાર
તો આવડે છે? ન આવડતો હોય તો આ દાખલાથી
ખી લેવા જેવો છે એ ધ્યાન બહાર ન જવું જોઇએ.
ગવાનની ભક્તિ કરનારાઓજ સાચા વ્યાપારી છે.

ખરેખર પુણ્યવાન ભદ્રક આત્માઓ પરમતારક જિનેશ્વર
ની ભક્તિ કરીને ખુશ ખુશ થઇને શુભ પુણ્યોપાર્જન કરે
ત્યારે ભારે કર્મી આત્માઓ ભગવાનની ભક્તિ કરતા તો
થી પણ બીજા કરતા હોય તોય ખમાતું નથી હૃદય તેઓનું.
ળી જાય છે. ખરેજ પાપથી ભારે થતાં આત્માઓ દયાપાત્રા
. અસ્તુ,

તે દિવસથી ધન્ય ઘણે ભાગે ભગવાનને રોજ વાંદવા
ાવે છે. અને ભાવના લાવે છે. પણ માફક પરતંત્ર હોવાથી
આપના દર્શનનો પણ નિયમ લેઇ શકતો નથી, માટે
ધિક્કાર હો.

રાજા કુપ, ચિત્રગતિ મંત્રી, વસુમિત્ર શેઠ, સુમિત્ર વણિક
ત્ર, એ ચારેય જણાઓએ શ્રી ચારણ મુનિવરનો ઉપદેશ
ાંભળીને શ્રાવક ધર્મ સ્વીકાર્યો

અનુક્રમે તે ચારેય જણાઓ પ્હેલા સૌધર્મ દેવલોકમાં
ત્પન્ન થયા. ધન્યપણ ભગવાનની ભક્તિથી એજ દેવલોકમાં
ત્તમ દેવ થયો.

તે ચારેય માળીની કન્યાઓ ધન્યના મિત્ર દેવતાઓ થયા.
હો શ્રી વીતરાગ ધર્મ અને ભક્તિનો કેવો પ્રભાવ છે.
પાસન્નભવ્ય આત્માઓજ તેનો લાભ લેઇ શકે છે.

શ્રી કૃપ રાજા દેવલોકમાંથી આયુષ્ય પૂર્ણ કરીને વૈતાઢ્ય પર્વતપર ગગનવલ્લભ નગરમાં ચિત્રગતિ નામનો વિદ્યાધરોનો રાજા થાય છે.

મંત્રીનો જીવ ચિત્રગતિ વિદ્યાધર રાજાનો વિચિત્રગતિ નામનો પુત્ર થાય છે.

વિચિત્રગતિએ એક વખતે રાજ્યમાં લુબ્ધ બની જઈને રાજ્ય માટે પોતાના પિતા ચિત્રગતિને મારી નાખવાનો દઢ નિશ્ચય કર્યો.

જેને લોભને પોતાના બાપને પણ મારી નાખવાનો વિચાર આવે તેની લોભીતતાને ધિક્કાર ધિક્કાર હો. ભાગ્યયોગે ગોત્ર દેવીએ કુપુત્રનો દુષ્ટ વિચાર ચિત્રગતિ રાજાને જણાવી દીધો.

આમ એકાએક ભય પામવાથી રાજા ચિત્રગતિ વૈરાગ્ય પામે છે. અને વિચારે છે કે હાય હાય! હવે મારે શું કરવું, ક્યાં જાઉં, કોને કહેવું, પૂર્વે ભવે પુણ્ય ઓછા કરેલા કે જેથી પુત્રના હાથે આ રીતે મરીને દુર્ગતિમાં જવાનો વખત આવ્યો. માટે હજી પણ હું ચેતી જાઉં. આવા આવા શુભ વિચાર કરીને રાજા ચિત્રગતિ પંચમુષ્ટિ લોચ કરે છે. દેવતાઓએ તે વખતે સાધુનો વેષ આપ્યો ત્યારે વેષ સ્વીકારીને શ્રી ચિત્રગતિ રાજા પંચ મહાવ્રત રૂપ સાધુ ધર્મનો સ્વીકાર કરતા હતા. ખરેખર સંસારના ભયથી ત્રસ્ત થયેલા પુણ્યાત્માને એક સાધુ ધર્મ સિવાય બચાવનાર કોણ શરણ છે? કોઇ નહિ. એ પછી વિચિત્રગતિ પિતાની પાસે પોતાના અપરાધની માફી માગે છે.

દુઃખ વખતે પણ વૈરાગ્ય આવે અને તત્ત્વજ્ઞાન પામે તે પણ સંભવિત છે.

અપરાધ કર્યા પછી પશ્ચાતાપ પૂર્વક અપરાધની માફી માગવી એ પણ ઉત્તમતા છે.

એ પછી શ્રી ચિત્રગતિ મુનિવરને અવધિ અને મનઃપર્યવજ્ઞાન પ્રાપ્ત થાય છે. દુઃખમાંથી જ્ઞાનગર્ભિત વૈરાગ્ય નજ થાય એમ માનનારા આ દાખલાથી વિચારી જોશે.

તે હું જ્ઞાનથી લાભ જાણીને તમારો મોહ દૂર કરવા અહિં આવ્યો છું આ પ્રમાણે શ્રી ચિત્રગતિ મુનિ મહારાજા રાજા રાજધરની આગળ ધર્મદત્તના પૂર્વભવનું વૃત્તાંત કહેતાં કહી રહ્યા છે હવે આગળ શું આવે છે? તે વાંચો

શ્રી ચિત્રગતિ મુનિવર શ્રી રાજધર રાજાને આગળ વાત કરતાં જણાવી રહ્યા છે કે. વસુમિત્ર શેઠનો જીવ દેવલોકમાંથી આયુષ્ય પૂર્ણ કરીને હે રાજધર તું રાજા થયો. અને સુમિત્ર વણિક પુત્રનો જીવ હતો તે ત્હારી પટરાણી પ્રીતિમતી થઇ. આ રીતે તમારા બેની પ્રીતિ પૂર્વ ભવથી દૃઢ થએલી છે.

સુમિત્રે પોતાનું શ્રાવકપણું ઉત્કૃષ્ટ છે એમ જણાવવા માટે પૂર્વે કપટ કર્યું હતું તેથી તે સ્રીના અવતારને પામ્યો. ધિક્ ધિક્ હો કપટને.

મારી પ્હેલાં મ્હારા નાના ભાઇને પુત્ર ન થાઓ આવો દુષ્ટ વિચાર પૂર્વે કરવાથી રાણી પ્રીતિમતીને આ ભવમાં પુત્ર મોડો થયો.

બીજા પ્રત્યે આપણે ખોટો વિચાર કરીએ પણ તેનું કડવું ફળ આપણે ભોગવવું પડે છે માટે કોઇના પ્રત્યે ખોટો વિચાર પણ કરવો નહિ.

હવે ધન્યના જીવે કોઇ વખતે શ્રી સુવિધિનાથ ભગવાનને પૂછ્યું કે 'હું અહિંથી મરીને ક્યાં ઉત્પન્ન થઇશ?' ત્યાં ભગવાને તમારા એના પુત્ર થવાનું ધન્યને જણાવ્યું.

તે પછી ધન્યના જીવ દેવે વિચાર કર્યો કે માતા પિતા જો ધર્મને પામેલા ન હોય તો સંતાનને ધર્મ સામગ્રી ક્યાંથી પ્રાપ્ત થાય? કુવામાં હોય તો હવાડામાં આવે.

એમ વિચારીને ધન્ય દેવે પોતાને ધર્મની પ્રાપ્તિ થાય એ માટે હંસનું રૂપ કરીને ગાથાને અવસર ઉચિત વગાડીને અને તમને સ્વપ્ન આપીને જૈન ધર્મ પમાડ્યો.

જ્યારે સમ્યગ્ દૃષ્ટિ દેવો બીજા ભવમાં પોતાને ધર્મ પ્રાપ્ત થાય એ માટે મનુષ્યમાં જન્મવા પહેલાં ચિંતા અને ઉપાય કરે છે. ત્યારે મનુષ્યમાં જન્મેલા કેટલાક આત્માઓ રત્નચિંતામણિ જેવા પામેલા ધર્મરત્નને ગુમાવી બેસે છે કે ઓછા ખેદની વાત છે? ધિક્ ધિક્ તેઓની મૂઢતાને.

તે સમકિતી દેવ આયુષ્ય પૂર્ણ કરીને તમારો પુત્ર થયો છે. દેવની સાથે છાયાની જેમ શ્રી જિન ભક્તિ તેની સાથે આવી છે અને તેથી માતાને ઉત્તમ સ્વપ્ન અને ઉત્તમ મનોરથ થયા છે.

ગઇ કાલે એક વ્યાખ્યાન શ્રી જિનેશ્વરના દર્શન કર્યા વખતે હંસના આગમનની વાત સાંભળીને મૂર્છા પામ

અને જાતિ સ્મરણ જ્ઞાન તે પામ્યો. તેથી પૂર્વ ભવ જાણીને તેણે મનથીજ એવો નિયમ કર્યો કે મ્હારે આજથી જીવું ત્યાંસુધી ભગવાન શ્રી જિનેશ્વર દેવના દર્શન અને વંદન કર્યાવિના મુખમાં કંઇપણ લેવું કલ્પે નહિ.

ધર્મ બે પ્રકારે કરાય છે એક તો નિયમ લેઇને ધર્મ કરવો અને બીજો વિના નિયમે ધર્મ કરવો. વગર નિયમ ધર્મ કરતાં જે લાભ થાય તેના કરતાં નિયમ પૂર્વક જે ધર્મ થાય એમાં અનંતગુણ લાભ કહ્યો છે નિયમથી ભડકનારાઓ આ વાત પર ધ્યાન આપશે કે? વ્યવહારમાં પણ વગર વ્યાજવા રૂપિયા ગમે તેટલા અને ગમે તેટલા ટાઇમ સુધી ધીર્યા હોય પણ તેનું વ્યાજ મળતું નથી. જો વ્યાજ પ્હેલેથી ઠરાવવામાં આવ્યું હોય તોજ વ્યાજ મલે છે અને વૃદ્ધિ થાય છે. તેવી રીતે નિયમ સહિત ધર્મ કરવામાં ફલની વૃદ્ધિ થાય છે. વગર નિયમે ધર્મ કરવામાં ફલની વૃદ્ધિ તેવી થતી નથી.

ધર્મદત્તે પૂર્વભવથી આવેલી ધર્મની રૂચિના પ્રભાવે અને ભક્તિથી પોતાની એક માસની વય હોવા છતાં એણે ગઇકાલે દર્શનનો નિયમ કર્યો હતો. ગઇ કાલે દર્શન કર્યા હતા માટે દૂધપાન કર્યું હતું. આજે દર્શન, વંદનનો યોગ નહિ મળવાથી ભૂખ અને તરસથી પીડાવા છતાં દૂધપાન ન કર્યું અમારા વચનથી એનો નિયમ આજે સંચવાયો એટલે દુધપાન કર્યું. અરેજ આસન્ન ભવ્ય આત્માઓ જે લીધેલા નિયમને દૃઢ પણે વળગી રહે છે. તેઓને કોટી કોટી વાર ધન્યવાદ છે.

શ્રી ધર્મદત્ત-તે પૂર્વભવમાં એક હજાર પાંખડીવાળા કમળથી ભગવાન શ્રી જિનેશ્વરની ભક્તિ કરી હતી. તેથી એટલી રૂદ્ધિ મેળવી હતી

તોપણ યથા વિધિ ભગવાનની ત્રિકાળ પૂજા કરવા રક્ત હતો. પોતાના ઉપકારીનું અવશ્ય બહુમાન કરવું જોઇએ એમ માનીને શ્રી ધર્મદત્ત રાજાએ નવા નવા શ્રી જિનમંદિરમાં શ્રી જિન પ્રતિમાઓ પધરાવીને તથા તીર્થયાત્રા, સ્નાત્ર મહોત્સવ આદિ શુભ કર્તવ્યો કરીને પોતાના ઉપર ઉપકાર કરનાર ભક્તિનેજ પોષી. 'જેવો રાજા તેવી પ્રજા' એ ન્યાયે તેના રાજ્યમાં પણ ઘણીખરી પ્રજા જૈનધર્મ પાળવા લાગી.

શ્રી જૈન ધર્મથીજ આ ભવમાં અને પરભવમાં ઉદય થાય છે એમ માનીને શ્રી ધર્મદત્ત રાજાએ પોતાના પુત્રને અવસરે રાજ્ય આપીને, રાણીઓની સાથે દીક્ષા લીધી. અને મનની એકાગ્રતા પૂર્વક શ્રી અરિહંત પરમાત્માની દૃઢ ભક્તિથી શ્રી તીર્થંકર નામગોત્ર બાંધ્યું, બે લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ કરીને આઠમા સહસ્રાર નામના દેવલોકમાં શ્રી ધર્મદત્ત મુનિવર ઉત્પન્ન થયા.

તથા તે ચારે રાણીઓ ગણધર પદનું શુભ કર્મ બાંધીને દેવલોકમાં ગઇ.

શ્રી ધર્મદત્ત દેવલોકમાંથી કાળ કરીને શ્રી મહાવિદેહ ક્ષેત્રમાં શ્રી તીર્થંકર થયા. અને ચારે રાણીઓના જીવો ચ્યવીને તેમના શ્રી ગણધરો થયા. ત્યાંથી તે બધાય મોક્ષનગરમાં અક્ષય સુખ ભોગવવા ગયા ખરેખર ઉપકારીને નહિ ભુલનારા ઉભયલોકમાં સુખી થાય છે. અને ભુલી જનારા દુઃખી થાય

# નીચેના પુસ્તકો મલશે.

| નં. | નામ | કિંમત રૂા. |
| --- | --- | --- |
| ૧ | દીક્ષાનું સુંદર સ્વરૂપ | ૧-૮-૦ |
| ૨ | શ્રી વિધિયુક્ત પૌષધવિધિ | ૧-૬-૦ |
| ૩ | શ્રી સ્તવનામૃત સંગ્રહ | ૧-૮-૦ |
| ૪ | શ્રી સ્તવનામૃત સંગ્રહાદિ | ૧-૧૨-૦ |
| ૫ | શ્રી લેખામૃત સંગ્રહ ભાગ ૨ જો | ૧-૦-૦ |
| ૬ | શ્રી લેખામૃત સંગ્રહ ભાગ ૩ જો | ૦-૮-૦ |
| ૭ | શ્રી વિવિધ પૂજામૃત સંગ્રહ | ૩-૦-૦ |
| ૮ | શ્રી સ્નાત્ર પૂજા તથા સ્તવનાદિ | ૦-૪-૦ |
| ૯ | શ્રી નવસ્મરણાદિ સ્તોત્ર સંગ્રહ પાકું પુંઠું | ૧-૦-૦ |
| | ,, ,, કાચું પુઠું | ૦-૧૨-૦ |
| ૧૦ | શ્રી સંક્ષિપ્ત શ્રાદ્ધ ધર્મ પ્રથમ ભાગ | ૧-૮-૦ |
| ૧૧ | શ્રી ચતુર્વિંશતિ જિન ચૈત્યવંદનાદિ | ૦-૮-૦ |
| ૧૨ | હોલિકા વ્યાખ્યાન | ૦-૩-૦ |
| ૧૩ | ધર્મનો અજબ મહિમા યાને મંગલ કલશની કથા | ૦-૪-૦ |
| ૧૪ | પ્રભુ મહાવીર દેવનું ટુંક જીવન | ૦-૪-૦ |
| ૧૫ | બે પ્રતિક્રમણ મૂળ | ૦-૮-૦ |
| ૧૬ | વિધિ સહિત પંચપ્રતિક્રમણ | ૨-૪-૦ |
| ૧૭ | અનાનુપૂર્વી અને દર્શન ચોવીશી | ૦-૧૨-૦ |

તેમજ જૈન ધર્મના બીજા પુસ્તકો માટે લખો:—

દરેકનું પોસ્ટેજ જુદું:—

**શ્રી મહાવીર શાસન કાર્યાલય**

લાખાબાવળ વાયા-જામનગર-(સૌરાષ્ટ્ર).

# " ચાર શરણ "

(રાગ–જિનવર પરમ કૃપાળ ભવિયાં)

ચાર શરણ સુખકાર ભવિયાં, ચાર શરણ સુખકા
પ્રથમ શરણ અરિહંત પ્રભુનું, બાર ગુણે હિતકાર.–૧
બીજું શરણ સિદ્ધબુદ્ધ મહંતનું, અજરામર પદધાર–૧
ત્રીજું શરણ સાધુ સાધુ ગુરૂનું, કરૂણારસ ભંડાર–૧
ચોથું શરણ શુભ જૈન ધરમનું દુઃખ ટાળી સુખ દાતાર–૧
લાખ ચોરાશી હું જીવ ખમાવું વૈર ન રાખું લગાર–૧
શુભ કરણી સવિ ભલી હું માનું પાપને નિન્દુ અપાર–ભ
મનવચ કાયે જે પાપ કર્યાં મેં, મિથ્યા થાઓ આવાર–ભ
માતપિતા ભાઇ નારીને છોડી, કયારે થઇશું અણગાર–ભ
નવકાર મંત્રનું ધ્યાન ધરંતા, પામીએ ભવજલ પાર–૧
છોડી લોલુપતા અવસર પામી, અણસણ કરીએ શ્રીકાર–૧
ઓચીંતુ મુજ જો મરણ હોવે, તો સવિ ત્યાગ નિરધાર–ભ
જન્મ જરા મરણાદિકે ભરીઓ, આ સંસાર અસાર–ભ
કર્યાં કરમ સમભાવે ભોગવીએ, કોઇ ન રાખણહાર–૧
તે માટે શરણા એ ચિત્તમાં ધારો, શમામૃત દેનાર–૧



आजे ज मंगावी लो

# श्री अमृत गहुंली संग्रह

जेमां

नूतन तथा प्राचिन रागोमां सवासो उपरांत
गहुंलीओनो संग्रह छे.

卐

मूल्य मात्र बार आना.

☆

लखो:—

श्री हर्षपुष्पामृत जैन ग्रंथमाला
शान्तिपुरी लाखाबावळ—(सौराष्ट्र)

# " ચાર શરણ "

---

(રાગ–જિનવર પરમ કૃપાળ ભવિયાં)

ચાર શરણ સુખકાર ભવિયાં, ચાર શરણ સુખકાર
પ્રથમ શરણ અરિહંત પ્રભુનું, બાર ગુણે હિતકાર.–ભ
બીજું શરણ સિદ્ધબુદ્ધ મહંતનું, અજરામર પદધાર–ભ
ત્રીજું શરણ સાધુ સાધુ ગુરૂનું, કરૂણારસ ભંડાર–ભ
ચોથું શરણ શુભ જૈન ધરમનું દુઃખ ટાળી સુખ દાતાર–ભ
લાખ ચોરાશી હું જીવ ખમાવું વૈર ન રાખું લગાર–ભ
શુભ કરણી સવિ ભલી હું માનું પાપને નિન્દુ અપાર–ભ.
મનવચ કાયે જે પાપ કર્યાં મેં, મિથ્યા થાઓ આવાર–ભ.
માતપિતા ભાઇ નારીને છોડી, કયારે થઇશું અણગાર–ભ
નવકાર મંત્રનું ધ્યાન ધરંતા, પામીએ ભવજલ પાર–ભ
છોડી લોલુપતા અવસર પામી, અણસણ કરીએ શ્રીકાર–ભ
ઓચીંતુ મુજ જો મરણ હોવે, તો સવિ ત્યાગ નિરધાર–ભ
જન્મ જરા મરણાદિકે ભરીઓ, આ સંસાર અસાર–ભ
કર્યાં કરમ સમભાવે ભોગવીએ, કોઇ ન રાખણહાર–ભ
તે માટે શરણાં એ ચિત્તમાં ધારો, શમામૃત દેનાર–ભ



# " ચાર શરણુ "

(રાગ-જિનવર પરમ કૃપાળ ભવિયાં)

ચાર શરણુ સુખકાર ભવિયાં, ચાર શરણુ સુખક
પ્રથમ શરણુ અરિહંત પ્રભુનું, બાર ગુણે હિતકાર-
બીજું શરણુ સિદ્ધબુદ્ધ મહંતનું, અજરામર પદધાર-
ત્રીજું શરણુ સાધુ સાધુ ગુરૂનું, કરૂણારસ ભંડાર-
ચોથું શરણુ શુભ જૈન ધરમનું દુઃખ ટાળી સુખ દાતાર-
લાખ ચોરાશી હું જીવ ખમાવું વૈર ન રાખું લગાર-
શુભ કરણી સવિ ભલી હું માનું પાપને નિન્દુ અપાર-
મનવચ કાયે જે પાપ કર્યા મેં, મિથ્યા થાઓ આવાર-
માતપિતા ભાઇ નારીને છોડી, કયારે થઇશું અણુગાર-
નવકાર મંત્રનું ધ્યાન ધરંતા, પામીએ ભવજલ પાર-
છોડી લોલુપતા અવસર પામી, અણસણ કરીએ શ્રીકાર-
ઓચીંતુ મુજ જો મરણુ હોવે, તો સવિ ત્યાગ નિરધાર-
જન્મ જરા મરણાદિકે ભરીઓ, આ સંસાર અસાર-
કર્યાં કરમ સમભાવે ભોગવીએ, કોઇ ન રાખણહાર-
તે માટે શરણાં એ ચિત્તમાં ધારો, શમામૃત દેનાર-



卐 આજેજ મંગાવી લો 卐

# શ્રી અમૃત ગહુંલી સંગ્રહ

જેમાં

નૂતન તથા પ્રાચિન રાગોમાં સવાસો ઉપરાંત
ગહુંલીઓનો સંગ્રહ છે.

卐

મૂલ્ય માત્ર બાર આના.

✱

લખો:—
શ્રી હર્ષપુષ્પામૃત જૈન ગ્રંથમાલા
શાન્તિપુરી લાખાબાવળ—(સૌરાષ્ટ્ર)

# "ચાર શરણ"

(રાગ-જિનવર પરમ કૃપાળ ભવિયા)

ચાર શરણ સુખકાર ભવિયાં, ચાર શરણ સુખકાર
પ્રથમ શરણ અરિહંત પ્રભુનું, બાર ગુણે હિતકાર.-ભ
બીજું શરણ સિદ્ધબુદ્ધ મહંતનું, અજરામર પદધાર-ભ
ત્રીજું શરણ સાધુ સાધુ ગુરૂનું, કરૂણારસ ભંડાર-ભ
ચોથું શરણ શુભ જૈન ધરમનું દુઃખ ટાળી સુખ દાતાર-ભ
લાખ ચોરાશી હું જીવ ખમાવું વેર ન રાખું લગાર-ભ
શુભ કરણી સવિ ભલી હું માનું પાપને નિન્દુ અપાર-ભ
મનવચ કાયે જે પાપ કર્યાં મેં, મિથ્યા થાઓ આવાર-ભ
માતપિતા ભાઇ નારીને છોડી, કયારે થઇશું અણગાર-ભ
નવકાર મંત્રનું ધ્યાન ધરંતા, પામીએ ભવજલ પાર-ભ
છોડી લોલુપતા અવસર પામી, અણસણ કરીએ શ્રીકાર-ભ
ઓચીંતુ મુજ જો મરણ હોવે, તો સવિ ત્યાગ નિરધાર-ભ
જન્મ જરા મરણાદિકે ભરીઓ, આ સંસાર અસાર-ભ
કર્યાં કરમ સમભાવે ભોગવીએ, કોઇ ન રાખણહાર-ભ
તે માટે શરણા એ ચિત્તમાં ધારો, શમામૃત દેનાર-ભ



આજેજ મંગાવી લ્યો

# શ્રી અમૃત ગહુંલી સંગ્રહ

જેમાં

નૂતન તથા પ્રાચિન રાગોમાં સવાસો ઉપરાંત
ગહુંલીઓનો સંગ્રહ છે.

卐

મૂલ્ય માત્ર બાર આના.

★

લખો:—

શ્રી હર્ષપુષ્પામૃત જૈન ગ્રંથમાલા
શાન્તિપુરી લાખાબાવળ—(સૌરાષ્ટ્ર)